સ્વીકારે છે તે આમાં કેટલાક સાંસારિક સંપત્તિઓના અભાવે તથા સંસારથી એક યા બીજા કારણથી થયેલ અસંતોષને પરિણામે તેમ કરે છે. આવા પુરુષો પોતાના ચારિત્રની અસર તેઓના સમુદાય પ્રત્યે પાડી શકતા નથી. શ્રીમદ્‌ની એવી માનીનતા હતી કે, ધનવાન અને સાંસારિક સારી સ્થિતિવાળો પુરુષ સંસારનો ત્યાગ કરે તો પોતાના ચારિત્રથી સંગીન હિત કરી શકે. જનસમાજ તેના સુહૃદય અને નિઃસ્વાર્થના સદ્‌ગુણોની ખાત્રી થવાથી તેના કહેવા પ્રમાણે દોરાવવામા ઘણી જ તત્પર રહે અને તેના ઉપદેશોથી લાભ મેળવતી થાય. આવા વિચારો શ્રીમદ્‌ના હતા અને તેની સાથે જનસમાજ એક સાધુ અને ધાર્મીક નાયક તરીકે રજુ થવા યોગ્ય સ્થિતિમા મૂકાયા નથી એમ તેઓ માનતા હતા અને તેથી જ ગૃહસ્થદશાએ જ જીવન ગાળવાનું ચાલુ રાખ્યું હતું. ત્યારે તેઓના આંતરિક વિચારો સંસાર પ્રત્યે તદ્દન ઉદાસીન વર્ત્તતા હતા.

ત્યારે શ્રીમદ્ એકવીશ વર્ષના હતા ત્યારે તેઓએ ધંધામા પ્રયાણ કર્યું અને ઘણા ટુંક વખતમાં એક સારા ઝવેરી તરીકેની નામના મેળવી વધતા જતા વ્યાપારની ઉપાધિઓમાં પણ ધર્મ અને તત્ત્વજ્ઞાનનાં પોતાના પ્રિય અભ્યાસમા તેઓએ ખલલ આવવા દીધી નહીં. પોતાના ઉદ્યોગીત જીવનમાં ચૂપકીદીથી જ્ઞાનવૃદ્ધિ કરતા હતા, તેમ જ હમેશાં પુસ્તકોમાં ગુંથાયેલા રહેતા હતા. વળી, વર્ષમાં કેટલાક મહિનાઓ તો પોતે મુંબઈ છોડી ચાલ્યા જતા અને પોતાની પેઢીએ કહી જતા કે ત્યાં સુધી પોતે લખે નહીં ત્યાં સુધી કોઈએ તેઓની સાથે પત્રવ્યવહાર પણ ચલાવવો નહીં. ગુજરાતના વનોમાં તેઓ એકાન્તવાસ ગાળતા અને ત્યાં રહી ચિંતવન અને યોગમાં દહાડાઓ અને અઠવાડ્યાઓ વ્યતીત કરતા. તેઓ રખેને પોતે ઓળખાઈ જાય અથવા પોતાના સ્થાનની ખબર પડી જાય તેવી ધાસ્તીથી ઘણા ગુપ્ત રહેવાનો પ્રયાસ કરતા; છતાં તેઓ વારંવાર ઓળખાઈ જતા અને લોકોની મોટી સંખ્યા તેઓના ઉપદેશ અને શિક્ષાવચનો શ્રવણ કરવાની જિજ્ઞાસાપૂર્વક તેઓની પાછળ આવતા

વ્યાપાર કર્યાને દશ વર્ષ થયાં પછી તેઓને લાગ્યુ કે, જે હેતુથી વ્યાપાર-ધંધામાં પ્રયાણ કર્યું હતું તે પોતે પૂર્ણ કર્યો હતો તેથી વ્યાપારની સાથેનો પોતાનો સંબંધ નિવૃત્તવાની ઇચ્છા તેઓએ જણાવી. જ્ઞાન, ધનસંપત્તિ, સાંસારિક પદવી, કૌટુમ્બિક સુખ (કારણ કે તેઓને હૈયાત માતા, પિતા, એક પરિણિત બંધુ, ચાર પરિણિત બહેનો, સ્ત્રી, બે પુત્રો અને બે પુત્રીઓ હતાં) પ્રાપ્ત કરી સંસારનો ત્યાગ કરી સાધુ-મુનિનું જીવન ગાળવાની તેઓએ તૈયારી કરી એટલામાં બત્રીશમા વર્ષની વયે તેઓની શારીરિક પ્રકૃતિ નબળી પડી. અનેક કુશળ ડૉક્ટરોની સારવાર નીચે રાખવામાં આવ્યા અને એક વખત તો તેઓની પ્રકૃતિ સુધરી જવાની આશા રખાઈ, પરંતુ વ્યાધિએ ફરીવાર દેખાવ દીધો; અને કાળેલ્યતવાળી સારવાર તથા તેઓના પ્રશંસકોની માવજત છતાં એક વર્ષ કરતાં વધારે વખત બીજાના વશ રહીને કાઠિયાવાડના, રમાં ગયા માસની નવમી તારીખે (૧૯૦૧ ના એપ્રીલ માસમાં) દેહવિલય કર્યો.

તેઓની લાંબી અને તીવ્ર માંદગી દરમ્યાન તેઓએ કદીપણ નિશ્વાસ અથવા આસ્તા દાખવી નહોતી. જ્યારે તેઓના બીછાનાની આસપાસના બીજા બધાઓ ખેદયુક્ત થતા ત્યારે પણ તેઓ આનંદ સમેત રહેતા.

છત્રીશવાઈ કવિતા ઉપરાંત તેઓએ કેટલાંક પુસ્તકો લખ્યાં છે. તેઓની 'મોક્ષમાળા' ક્યારની પ્રસિદ્ધિ પામી ગઈ છે. આ ગ્રંથ જૈનધર્મની કુંચી સમાન છે. આ તેઓએ સત્તર વર્ષની વયે રચ્યો હતો. તેઓના અપ્રસિદ્ધ ગ્રંથોમાં 'આત્મસિદ્ધિશાસ્ત્ર' તથા 'પંચાસ્તિકાય' અને આત્માના વિષય પર કેટલાક નિબન્ધો છે. જૈનધર્મ તથા તેના તત્વજ્ઞાનનો મુખ્ય સિદ્ધાંત કર્મવાદ છે. કર્મવાદમાં તેઓને અખંડ શ્રદ્ધા હતી. તેઓનો આ કર્મવાદ પર પ્રમાણો સાથે એક શ્રેણી લખવાનો અને ભગવાન્ મહાવીરે પ્રકાશેલા સિદ્ધાંતો પર ગ્રન્થમાળા લખવાનો વિચાર હતો; પરંતુ દુર્ભાગ્યે તેઓથી તેમ, લાંબી માંદગીના સબબે થઈ શક્યુ નહીં વળી તેઓએ ધર્મના કેટલાક કઠિન સિદ્ધાંતો પ્રતિપાદીત કર્યા હતા. જૈન અને બૌદ્ધ સાહિત્ય સંભાળપૂર્વક નિરીક્ષણ કર્યા પછી તેઓ એવા નિર્ણયપર આવ્યા હતા કે, મહાવીર અને બુદ્ધ બન્ને ભિન્ન મહાન્ પુરૂષો હતા તેઓના તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો તદ્દન જુદા હતા અને જૈનધર્મ એ બૌદ્ધધર્મની શાખા છે એવી યુરોપીય પંડિતોની જે માન્યતા હતી તે બરાબર પ્રમાણ સહિત નથી. તેઓ કહેતા હતા કે જૈનોના બે હજાર વર્ષનાં પ્રાચીન હસ્ત લિખિત પુસ્તકોમાં સ્પષ્ટ રીતે જણાવે છે કે, મહાન્ મહાવીર અને મહાન્ બુદ્ધ એ ધાર્મિક પ્રતિસ્પર્ધિઓ હતા શ્રીમદ્ આ પણ નિશ્ચિત રીતે પ્રતિપાદિત કરતા કે, જૈનની બે મુખ્ય શાખાઓ નામે દિગમ્બર અને શ્વેતામ્બર દેશની અનિયમિત સ્થિતિને લઈને જન્મ પામેલ છે.

શ્રીમદ્ રાજચંદ્ર દરેક રીતે લાક્ષણિક ચિન્હથી અંકિત પુરૂષ હતા એ દર્શાવવાને તેઓના જીવનની ઉપર દર્શાવેલી રૂપરેખા પુરતી છે તેઓની માનસિક શક્તિઓ અદ્ભુત રીતે ચમત્કૃતિવાળી હતી; તેમ જ તેઓના ચારિત્રની નૈતિક ઉન્નતિ ચકિત કરનાર હતી. સત્ય પ્રત્યે તેઓનો આદર, વ્યાપારમાં અત્યંત ચીવટથી નૈતિક તત્ત્વોને વળગી રહેવાનું વર્તન, ગમે તેટલી વિરુદ્ધતા છતાં જે ખરું તેઓ માનતા તે કરવાની તેઓની નિશ્ચયવૃત્તિ અને તેઓનો કર્તવ્ય સંબંધી ઉચ્ચ આદર્શ જેઓ તેઓના સહવાસમાં આવતા તેઓનામાં પ્રેરણા કરી તેઓને ઉન્નતિ શ્રેણી પર ચઢાવતા. તેઓની બાહ્યકૃતિ દીમાકવાળી ન હતી, પરંતુ આંતરિક શાન્તિ અને ગાંભીર્ય તો તેઓના જ હતા. તેઓનું ધર્મો તથા તત્ત્વજ્ઞાન સંબંધી વિશાળ અને યથાસ્થિત જ્ઞાન, તેઓની સમજાવવાની અદ્ભુત શક્તિ અને ઉપદેશ કરવાની તેઓની દીવ્ય પદ્ધતિ હોવાથી તેઓના ઉપદેશો પૂર્ણ લક્ષપૂર્વક સાંભળવામાં આવતાં હતાં. ઉશ્કેરનાર સંજોગો હોય ત્યારે પણ તેઓનો આત્મસંયમ એટલો બધો પૂર્ણ હતો, તેઓની મધ્યસ્થ રીતે સમજાવવાની શક્તિ એટલી બધી મહાન્ હતી અને તેઓની હાજરી એટલી બધી પ્રેરણાત્મક હતી, કે જેઓ તેઓની સાથે વાદવિવાદ કરી તેઓના ઉપર જય મેળવવાની બુદ્ધિએ આવતા તેઓથી તદ્દન-તેઓથી વશ-થઈને તેઓની આદરપૂર્વક સ્તુતિ જતા હતા.

હિંદની વર્તમાન દશાપર શ્રીમદ્ રાજચંદ્રને ખેદ થતો અને તે દૂર કરવાને હમેશા ઇચ્છા ધરાવતા હતા. વર્તમાન સામાજિક અને રાજકીય પ્રશ્નોપરના તેઓના વિચાર ઉદાર હતા. તેઓ કહેતા કે, જૈનમાં જ્ઞાતિભેદ જેવું કાંઈ પણ હોવું જોઈએ નહીં કારણ કે જેટલા જૈનો છે તેઓને એક જ પ્રકારનું જીવનવર્તન રાખવાનું હોય છે બધા સુધારકોમાં જે સુધારક પવિત્રતમ આશયથી અને દાંભિકવૃત્તિ વગર સુધારાનું કાર્ય કર્યા જાય છે તેઓને શ્રીમદ્ ઉચ્ચતમ પંક્તિ આપતા વર્તમાનકાળના ધર્મગુરુ ઓની ભૂલ એ કારણથી તેઓ માનતા હતા કે તેઓ સ્વસંપ્રદાયના મોહથી આગ્રહી ઉપદેશ કરી કાળના ફેરફારનો લક્ષ રાખતા નથી પોતાને પ્રભુના અવતાર તરીકે કહે વડાવવાની ઇચ્છાથી પોતાનું ખરૂં કર્તવ્ય વારંવાર ભૂલી જાય છે અને જે શક્તિ પોતામાં ન હોય છતાં તેનો દાવો કરવાનો ગર્વ રાખે છે. તેઓના પાછલા વર્ષોમા એ તો સ્પષ્ટ જણાતું હતું કે, શ્રીમદ્ પોતાના જીવનનો સંદેશ ધર્મશિક્ષક તરીકે આપવાની તૈયારી કરતા હતા પરંતુ દુર્ભાગ્યે મરણે વચમાં પડી તે સંદેશ પૂર્ણ થતાં અટકાવ્યા છે; છતાં મુંબઈ ઈલાકાના જૈનોમાં એક નવીન જીવન ઉત્પન્ન કરવામાં શ્રીમદ્ વિજય પામ્યા છે. સાધારણ રીતે એવું મનાય છે કે, જો તેઓ વધુ વખત જીવ્યા હોત તો કાલના જૈનમાર્ગની સંપૂર્ણ દર્શનક્રાંતિ કરી હોત અને મહાન્ મહાવીરે જે વાસ્તવિક ઉપદેશ આપ્યો છે તે ઉપદેશ લોકોને શીખવ્યો હોત જૈનોના અનેક ગચ્છભેદ દૂર કરી મહાવીરે સ્થાપેલો એક સામાન્ય ધર્મ સ્થાપવાનો તેઓનો વિચાર હતો આવું ઉપયોગી જીવન અપરિપકવ વયે ઉપયોગમાં આવતુ બંધ પડયુ તેથી દેશને ચોખ્ખો ગેરલાભ થયો છે.

તેઓનું નામ ચિરંજીવ રાખવાને તેઓના સ્તુતિપાઠકોએ આશરે રૂપીઆ ૧૧,૦૦૦ કચારનાય સંગ્રહ કર્યા છે તે ફંડને વધારવાની હીલચાલ હજી પણ ચાલી રહી છે અને એવી આશા રખાય છે કે જૂના હસ્ત લિખિત પુસ્તકોને એકત્ર કરી જૈનધર્મ-વિષયક પુસ્તકો જે કેટલાક ભંડારોમા અપ્રકટ દશામાં પડ્યા છે તેને પ્રકટ કરનારી સંસ્થા તેઓના માનવંતા નામ સાથે સ્થાપવામાં આવશે આશા રહે છે કે, તેઓના અનુયાયીઓમાંના કોઈ શ્રીમદ્ના જીવનવૃત્તાંત અને કાર્યનો સવિસ્તર અને સમજી શકાય તેવો હેવાલ પ્રજા સમક્ષ રજુ કરશે.

---

## અંતિમ અવસ્થા પહેલાંનાં વચનો.

ઘણી ત્વરાથી પ્રવાસ પૂરો કરવાનો હતો, ત્યાં વચ્ચે સહરાનું મરુ સંપ્રાપ્ત થયું. માથે ઘણો બોજો રહ્યો હતો તે આત્મવીર્યે કરી જેમ અલ્પકાળે વેદી લેવાય તેમ પ્રઘટના કરતાં પગે નિકાચિત ઉદયમાન થાક ગ્રહણ કર્યો.

જે સ્વરૂપ છે તે અન્યથા થતું નથી, એજ અદ્‌ભુત આશ્ચર્ય છે. અવ્યાબાધ સ્થિરતા છે.

પ્રકૃતિ ઉદયાનુસાર કંઈક અસાતા મુખ્યત્વે વેદી સાતા પ્રત્યે.

રાજકોટ,
ફાગણ વદ ૩, શુક્ર,
સં૦ ૧૯૫૭

ૐ શાંતિઃ

# વિષયાનુક્રમ.

## ખંડ ૧ લો.*



* આ ખંડમા આવેલું લખાણ નાના નાના વાકયોમાં કે ઉદ્દેશ્ય વચનો જેવું છે એટલે બીજા ખંડની જેમ તે વિષય ઉપર મથાળાં આપી શકાયા નથી. પણ તે વાકયોમાથી જ પ્રશ્ન ઉત્પન્ન કરી અહીં વિષયાનુક્રમમા ક્રકાવારી પ્રમાણે આપેલ છે. વિષયને છેડે જે આંક છે તે પૃષ્ઠ અને પેરેગ્રાફના છે.—સંશોધક.

બ



ભ



મ



ય



ર

# ખંડ ૨ જો.*

## અ



## આ



---

* આ ખંડમાં આવેલા વિષયનાં મથાળાં [illegible] શોધીને અર્થે કેટલેક ઠેકાણે [illegible] પડ્યા છે. કેટલેક ઠેકાણે એક મથાળામાં બે કે વધુ વિષયના નામ આવે છે [illegible] જુદા નામે ફરીવારી પ્રમાદે તે વિષયનાં મથાળાં નહિ આપ્યા છે [illegible]

ઈ



ઉ

### ધ



### ન



### પ

ॐ

## નમઃ સિદ્ધેભ્યઃ

અનંત અવ્યાબાધ સુખમય પરમપદ તેની પ્રાપ્તિ અર્થે ભગવાન્ સર્વજ્ઞે નિરૂપણ કરેલો મોક્ષ સિદ્ધાંત, તે ભગવાનને પરમ ભક્તિથી નમસ્કાર કરીને કહું છું.

દ્રવ્યાનુયોગ, કરણાનુયોગ અને ધર્મ-કથાનુયોગના મહાનિધિ એવા વીતરાગ પ્રવચનને નમસ્કાર કરું છું.

કર્મરૂપી વૈરીનો પરાજય કર્યો છે એવા અર્હંત ભગવાન્; શુદ્ધ ચૈતન્યપદમાં સિદ્ધાલયે બિરાજમાન છે એવા સિદ્ધ ભગવાન્, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય એવા મોક્ષના પાંચ આચાર જેના આચરણમાં પ્રવર્તમાન છે અને બીજા જીવોને તે આચારમાં પ્રવર્તાવે છે, એવા આચાર્ય ભગવાન્; દ્વાદશાંગના અભ્યાસી અને શ્રુત, શબ્દ, અર્થ અને રહસ્યથી અન્ય ભવ્ય જીવોને અધ્યયન કરાવનાર, એવા ઉપાધ્યાય ભગવાન્; મોક્ષમાર્ગને આત્મજાગૃતિપૂર્વક સાધતા એવા સાધુ ભગવાનને હું પરમ ભક્તિથી નમસ્કાર કરું છું. [ આંક ૫૮૧ વર્ષ ૩૩ મું.

## ખંડ ૧ લો.

# હિત વચનો.

રાત્રિ વ્યતીક્રમી ગઈ, પ્રભાત થયો; નિદ્રાથી મુક્ત થવા [પાઠા૦ થયા] ભાવનિદ્રા ટાળવાનો પ્રયત્ન કરજે

વ્યતીત રાત્રિ અને ગઈ જીંદગી પર દૃષ્ટિ ફેરવી જાઓ.

સફળ થયેલા વખતને માટે આનંદ માનો, અને આજનો દિવસ પણ સફળ કરો.

નિષ્ફળ થયેલા દિવસને માટે પશ્ચાત્તાપ કરી નિષ્ફળતા વિસ્મૃત કરો.

ક્ષણ ક્ષણ જતાં અનંતકાળ વ્યતીત થયો છતાં સિદ્ધિ થઈ નહીં

સફળજન્ય એકે બનાવ તારાથી જો ન બન્યો હોય તો ફરીફરીને શરમા.

અઘટિત કૃત્યો થયાં હોય તો શરમાઈને મન, વચન, કાયાના યોગથી તે ન કરવાની પ્રતિજ્ઞા લે.

જો તું સ્વતંત્ર હોય તો સંસાર-સમાગમે તારા આજના દિવસના નીચે પ્રમાણે ભાગ પાડ:-

૧ પ્રહર-ભક્તિકર્ત્તવ્ય.
૧ પ્રહર-ધર્મકર્ત્તવ્ય.
૧ પ્રહર-આહારપ્રયોજન.
૧ પ્રહર-વિદ્યાપ્રયોજન.
૨ પ્રહર-નિદ્રા.
૨ પ્રહર-સસારપ્રયોજન.
૮

જો તું ત્યાગી હોય તો ત્વચા વગરની વનિતાનુ સ્વરૂપ વિચારીને સસાર ભણી દૃષ્ટિ કરજે.

જો તને ધર્મનું અસ્તિત્વ અનુકૂળ ન આવતું હોય તો નીચે કહું છું તે વિચારી જજે.

તું જે સ્થિતિ ભોગવે છે, તે શા પ્રમાણથી ?
આવતી કાલની વાત શા માટે જાણી શકતો નથી ?
તું જે ઇચ્છે છે તે શા માટે મળતું નથી ?
ચિત્રવિચિત્રતાનું પ્રયોજન શુ છે ?

જો તને અસ્તિત્વ પ્રમાણભૂત લાગતું હોય અને તેના મૂળતત્ત્વની આશંકા હોય તો નીચે કહું છું:-

સર્વ પ્રાણીમા સમદૃષ્ટિ,-
કિંવા કોઇ પ્રાણીને જીવિત [પાઠા૦ જીવિતવ્ય] રહિત કરવું [પાઠા૦ કરવાં] નહીં.
ગજા ઉપરાંત તેનાથી કામ લેવું નહીં.
કિંવા સત્પુરુષો જે રસ્તે ચાલ્યા તે.

મૂળતત્ત્વમાં ક્યાંય ભેદ નથી; માત્ર દૃષ્ટિમાં ભેદ છે; એમ ગણી આશય સમજી પવિત્ર ધર્મમાં પ્રવર્ત્તન કરજે.

તું ગમે તે ધર્મ માનતો હોય તેનો મને પક્ષપાત નથી, માત્ર કહેવાનું તાત્પર્ય એ કે [પાઠા૦ કે] જે રાહથી સસારમળ નાશ થાય તે ભક્તિ, તે ધર્મ ને તે સદાચારને તું સેવજે.

ગમે તેટલો પરતન્ત્ર હો તોપણ મનથી પવિત્રતાને વિસ્મરણ કર્યા વગર આજનો દિવસ રમણીય કરજે.

આજે જો તું દુષ્કૃતમાં દોરાતો હો તો મરણને સ્મર

તારા દુ ખ સુખના બનાવોની નોંધ આજે કોઈને દુ ખ આપવા તત્પર થાય તો સંભારી જા

રાજા હો કે રક હો—ગમે તે હો, પરતુ આ વિચાર વિચારી સદાચાર ભણી આવજો કે આ કાયાના પુદ્ગલ થોડા વખતને માટે માત્ર સાડાત્રણ હાથ ભૂમિ માગનાર છે

તું રાજા હો તો ફીકર નહીં, પણ પ્રમાદ ન કર, કારણ નીચમા નીચ, અધમમા અધમ, વ્યભિચારનો, ગર્ભપાતનો, નિર્વંશનો, ચડાલનો, કસાઇનો અને વેશ્યાનો એવો કણ તું ખાય છે તો પછી? પ્રજાના દુ ખ, અન્યાય, કર, એને તપાસી જઇ આજે ઓછા કર તુ પણ હે રાજા! કાળને ઘેર આવેલો પરૂણો છે

વકીલ હો તો એથી અર્ધા વિચારને મનન કરી જજે

શ્રીમત હો તો પૈસાના ઉપયોગને વિચારજે રળવાનુ કારણ આજે શોધીને કહેજે

ધાન્યાદિકમા વ્યાપારથી થતી અસખ્ય હિંસા સભારી ન્યાયસપન્ન વ્યાપારમા આજે તારુ ચિત્ત ખેંચ

જો તુ કસાઇ હોય તો તારા જીવના સુખનો વિચાર કરી આજના દિવસમા પ્રવેશ કર

જો તુ સમજણો બાળક હોય તો વિદ્યા ભણી અને આજ્ઞા ભણી દૃષ્ટિ કર

જો તું યુવાન હોય તો ઉદ્યમ અને બ્રહ્મચર્ય ભણી દૃષ્ટિ કર

જો તું વૃદ્ધ હોય તો મોત ભણી દૃષ્ટિ કરી આજના દિવસમા પ્રવેશ કર

જો તુ સ્ત્રી હોય તો તારા પતિ પ્રત્યેની ધર્મકરણીને સભાર–દોષ થયા હોય તેની ક્ષમા ચાચ અને કુટુબ ભણી દૃષ્ટિ કર

જો તું કવિ હોય તો અસભવિત પ્રશસાને સભારી જઇ આજના દિવસમા પ્રવેશ કર

જો તું કૃપણ હોય તો,—[અપૂર્ણ]

જો તું અમલમસ્ત હોય તો નેપોલિયન બોનાપાર્ટનુ [પાઠાં૦ બોનાપાર્ટનો] બન્ને સ્થિતિથી સ્મરણ કર

ગઇ કાલે કોઇ કૃત્ય અપૂર્ણ રહ્યું હોય તો પૂર્ણ કરવાનો સુવિચાર કરી આજના દિવસમાં પ્રવેશ કર.

આજે કોઇ કૃત્યનો આરંભ કરવા ધારતો હો તો વિવેકથી સમય, શક્તિ અને પરિણામને વિચારી આજના દિવસમાં પ્રવેશ કર.

પગ મૂકતાં પાપ છે, જોતાં ઝેર છે, અને માથે મરણ રહ્યું છે; એ વિચારી આજના દિવસમાં પ્રવેશ કર.

અઘોર કર્મ કરવામાં આજે તારે પડતુ હોય તો રાજપુત્ર હો તોપણ ભિક્ષાચરી માન્ય કરી આજના દિવસમા પ્રવેશ કરજે.

ભાગ્યશાલી હો તો તેના આનદમા બીજાને ભાગ્યશાલી કરજે, પરં દુર્ભાગ્યશાલી હો તો અન્યનું બુરુ કરતાં રોકાઇ આજના દિવસમાં પ્રવેશ કરજે.

ધર્માચાર્ય હો તો તારા અનાચાર ભણી કટાક્ષ દૃષ્ટિ કરી આજ દિવસમાં પ્રવેશ કરજે.

અનુચર હો તો પ્રિયમા પ્રિય એવા શરીરના નિભાવનાર તારા અધિ રાજની નિમકહલાલી ઇચ્છી આજના દિવસમાં પ્રવેશ કરજે.

દુરાચારી હો તો તારી આરોગ્યતા, ભય, પરતત્રતા, સ્થિતિ અને સુખ એને વિચારી આજના દિવસમાં પ્રવેશ કરજે.

દુખી હો તો આજીવિકા (આજની) જેટલી આશા રાખી આજન દિવસમાં પ્રવેશ કરજે.

ધર્મકરણીનો અવશ્ય વખત મેળવી આજની વ્યવહારસિદ્ધિમાં પ્રવેશ કરજે.

કદાપિ પ્રથમ પ્રવેશે અનુકૂળતા ન હોય તોપણ રોજ જતા દિવસ સ્વરૂપ વિચારી આજે ગમે ત્યારે પણ તે પવિત્ર વસ્તુનું મનન કરજે.

આહાર, વિહાર, નિહાર, એ સબંધીની તારી પ્રક્રિયા તપાસી આજ દિવસમાં પ્રવેશ કરજે.

તું કારીગર હો તો આળસ અને શક્તિના ગેરઉપયોગનો વિચાર કરી જઇ આજના દિવસમાં પ્રવેશ કરજે.

તું ગમે તે ધંધાર્થી હો, પરંતુ આજીવિકાર્થે અન્યાયસંપન્ન દ્રવ્ય ઉપાર્જ નહીં.

એ સ્મૃતિ ગ્રહણ કર્યા પછી શૌચક્રિયાયુક્ત થઇ ભગવદ્ભક્તિમાં લીન થઇ ક્ષમાપના યાચ.

સંસારપ્રયોજનમાં જો તું તારા હિતને અર્થે અમુક સમુદાયનું અહિત કરી નાખતો હો તો અટકજે.

જુલમીને, કામીને અનાડીને ઉત્તેજન આપતો હો તો અટકજે.

ઓછામાં ઓછો પણ અર્ધ પ્રહર ધર્મકર્ત્તવ્ય અને વિદ્યાસંપત્તિમાં આદ્ય ગણજે.

જીંદગી ટુંકી છે, અને લાંબી જંજાળ છે, માટે જંજાળ ટુંકી કર તો સુખરૂપે જીંદગી લાંબી લાગશે.

સ્ત્રી, પુત્ર, કુટુંબ, લક્ષ્મી ઇત્યાદિ બધાં સુખ તારે ઘેર હોય તોપણ એ સુખમાં ગૌણતાએ દુઃખ રહ્યું છે, એમ ગણી આજના દિવસમાં પ્રવેશ કર.

પવિત્રતાનું મૂળ સદાચાર છે.

મન દોરંગી થઈ જતું જાળવવાને,—[અપૂર્ણ]

વચન શાંત, મધુર, કોમળ, સત્ય અને શૌચ બોલવાની સામાન્ય પ્રતિજ્ઞા લઇ આજના દિવસમાં પ્રવેશ કરજે.

કાયા મળમૂત્રનું અસ્તિત્વ છે, તે માટે "હું આ શું અયોગ્ય પ્રયોજન કરી આનંદ માનું છું?" એમ આજે વિચારજે.

તારે હાથે કોઇની આજીવિકા આજે તૂટવાની હોય તો,-[અપૂર્ણ]

આહારક્રિયામાં હવે તેં પ્રવેશ કર્યો. મિતાહારી અકબર સર્વોત્તમ બાદશાહ ગણાયો.

જો આજે દિવસે તને સુવાનું મન થાય, તો તે વખતે ઇશ્વરભક્તિપરાયણ થજે, કે સત્શાસ્ત્રનો લાભ લઇ લેજે. હું સમજું છું કે એમ થવું દુર્ઘટ છે, તોપણ અભ્યાસ સર્વનો ઉપાય છે.

ચાલ્યું આવતું વૈર આજે નિર્મૂળ કરાય તો ઉત્તમ, નહીં તો તેની સાવચેતી રાખજે. તેમ નવું વૈર વધારીશ નહીં, કારણ વૈર કરી કેટલા કાળનું સુખ ભોગવવું છે? એ વિચાર તત્ત્વજ્ઞાનિઓ કરે છે.

મહારંભી—હિંસાયુક્ત—વ્યાપારમાં આજે પડવું પડતું હોય તો અટકજે.

બહોળી લક્ષ્મી મળતાં છતાં આજે અન્યાયથી કોઇનો જીવ [illegible] તો અટકજે.

વખત અમૂલ્ય છે, એ વાત વિચારી આજના દિવસની ૨,૧૬,૦૦૦ વિપળનો ઉપયોગ કરજે.

વાસ્તવિક સુખ માત્ર વિરાગમાં છે માટે જંજાળમોહિનીથી આજે આભ્યંતરમોહિની વધારીશ નહીં.

નવરાશનો દિવસ હોય તો આગળ કહેલી સ્વતંત્રા પ્રમાણે ચાલજે.

કોઇ પ્રકારની નિષ્પાપી ગમ્મત હિંવા અન્ય કંઇ નિષ્પાપી સાધન આજની આનંદનીયતાને માટે શોધજે.

સુયોજક કૃત્ય કરવામા દોરાતું હોય તો વિલબ કરવાનો આજનો દિવસ નથી, કારણ આજ જેવો મગળદાયક દિવસ બીજો નથી

અધિકારી હો તોપણ પ્રજાહિત ભૂલીશ નહીં, કારણ જેનું (રાજાનું) તું લુણ ખાય છે, તે પણ પ્રજાના માનીતા નોકર છે

વ્યવહારિક પ્રયોજનમા પણ ઉપયોગપૂર્વક વિવેકી રહેવાની સત્પ્રતિજ્ઞા લઇ [પાઠા૰ માની] આજના દિવસમા વર્ત્તજે.

સાયકાળ થયા પછી વિશેષ શાન્તિ લેજે

આજના દિવસમા આટલી વસ્તુને બાધ ન અણાય તો જ વાસ્તવિક વિચક્ષણતા ગણાય —

૧ આરોગ્યતા ૨ મહત્તા. ૩ પવિત્રતા ૪ ફરજ.

જે આજે તારાથી કોઇ મહાન્ કામ થતું હોય તો તારા સર્વ સુખનો ભોગ પણ આપી દેજે.

કરજ એ નીચ રજ (ક+રજ) છે, કરજ એ યમના હાથથી નીપજેલી વસ્તુ છે, (કર+જ) કર એ રાક્ષસી રાજાના જુલમી કરને ધરાવનાર છે. [પાઠા૰ કર એ રાક્ષસી રાજાનો જુલમી કર ઉઘરાવનાર છે] એ હોય તો આજે ઉતારજે, અને નવું કરતા અટકજે.

દિવસ સંબધી કૃત્યનો ગણિત ભાગ [પાઠા૰ ભાવ] હવે જોઇ જા.

સવારે સ્મૃતિ આપી છે છતાં કંઈ અયોગ્ય થયું હોય તો પશ્ચાત્તાપ કર અને શિક્ષા લે.

કઇ પરોપકાર, દાન, લાભ કે અન્યનુ હિત કરીને આવ્યો હો તો આનદ માની નિરાભીમાની રહે.

જાણતાં અજાણતાં પણ વિપરીત થયું હોય તો હવે તે માટે અટકજે.

વ્યવહારનો નિયમ રાખજે અને નવરાશે સંસારની નિવૃત્તિ શોધજે.

આજ જેવો ઉત્તમ દિવસ ભોગવ્યો, તેવી તારી જીંદગી ભોગવવાને માટે તુ આનંદિત થા તોજ આ૦,-[અપૂર્ણ]

આજ જે પળે તુ માઠી કથા મનન કરે છે, તે જ તારું આયુષ્ય સમજી સદ્વૃત્તિમા દોરાજે

સત્પુરુષ વિદૂરના કહ્યા પ્રમાણે આજે એવુ કૃત્ય કરજે કે રાત્રે સુખે સુવાય

આજનો દિવસ સોનેરી છે, પવિત્ર છે—કૃતકૃત્ય થવારૂપ છે, એમ સત્પુરુષોએ કહ્યુ છે, માટે માન્ય કર

જેમ બને તેમ આજના દિવસ સબંધી, સ્વપત્નિ સબંધી પણ વિષયાસક્ત ઓછી રહેજે આત્મિક અને શારીરિક શક્તિની દિવ્યતાનુ તે મૂળ છે, એ જ્ઞાનીઓનુ અનુભવસિદ્ધ વચન છે

તમાકુ સુઘવા જેવું નાનુ વ્યસન પણ હોય તો આજે પૂર્ણ કર — (૦) નવીન વ્યસન કરતા અટક

દેશકાલ, મિત્ર એ સઘળાનો વિચાર સર્વ મનુષ્યોએ આ પ્રભાતમા સ્વશાન્તિ અર્થે [પાઠા૦ સ્વશક્તિ સમાન] કરવો ઉચિત છે

આજે કેટલા સત્પુરુષોનો સમાગમ થયો, આજે વાસ્તવિક આનદસ્વરૂપ શુ થયુ ? એ ચિતવન વિરલા પુરુષો કરે છે

આજે તુ ગમે તેવા ભયકર પણ ઉત્તમ કૃત્યમા તત્પર હો તો નાહિમ્મત થઈશ નહીં

શુદ્ધ સચ્ચિદાનદ, કરુણામય પરમેશ્વરની ભક્તિ એ આજના તારા સત્કૃત્યનુ જીવન છે

તારુ, તારા કુટુબનુ, મિત્રનુ, પુત્રનુ, પત્નિનુ, માતાપિતાનુ, ગુરુનુ, વિદ્વાનનુ, સત્પુરુષનુ યથાશક્તિ હિત, સન્માન, વિનય, લાભનુ કર્તવ્ય થયુ હોય તો આજના દિવસની તે સુગધ છે.

જેને ઘેર આ દિવસ ક્લેશ વગરનો, સ્વચ્છતાથી, શૌચતાથી, સપથી, સતોષથી, સૌમ્યતાથી સ્નેહથી, સભ્યતાથી, સુખથી જશે તેને ઘેર પવિત્રતાનો વાસ છે.

કુશલ અને કહ્યાગરા પુત્રો, આજ્ઞાવલંબની ધર્મયુક્ત અનુચરો, સદ્‌ગુણી સુંદરી, સંપીલું હુંકુંબ, સત્પુરુષ જેવી પોતાની દશા, જે પુરુષની હશે તેનો આજનો દિવસ આપણે સઘળાને વંદનીય છે.

એ સર્વ લક્ષણસંયુક્ત થવા જે પુરુષ વિચક્ષણતાથી પ્રયત્ન કરે છે તેનો દિવસ આપણને માનનીય છે.

એથી પ્રતિભાવવાળું વર્ત્તન જ્યાં મચી રહ્યું છે, તે ઘર આપણી કટાક્ષ દૃષ્ટિની રેખા છે.

ભલે તારી આજીવિકા જેટલું તું પ્રાપ્ત કરતો હો, પરંતુ નિરુપાધિમય હોય તો ઉપાધિમય પેલું રાજસુખ ઇચ્છી તારો આજનો દિવસ અપવિત્ર કરીશ નહીં

કોઇએ તને કડવું કથન કહ્યું હોય તે વખતમાં સહનશીલતા—નિરુપયોગી પણ,—[અપૂર્ણ]

દિસની ભૂલને માટે રાત્રે હસજે, પરંતુ તેવું હસવું ફરીથી ન થાય તે લક્ષમાં રાખજે.

આજે કંઇ બુદ્ધિ પ્રભાવ વધાર્યો હોય, આત્મિકશક્તિ ઉજ્વાળી હોય, પવિત્ર કૃત્યની વૃદ્ધિ કરી હોય તો તે,—[અપૂર્ણ]

અયોગ્ય રીતે આજે તારી કોઇ શક્તિનો ઉપયોગ કરીશ નહીં;—મર્યાદલોપનથી કરવો પડે તો પાપભીરુ રહેજે.

સરળતા એ ધર્મનું બીજસ્વરૂપ છે. પ્રજ્ઞાએ કરી સરળતા સેવાઈ હોય તો આજનો દિવસ સર્વોત્તમ છે.

બાઇ, રાજપત્નિ હો કે દીનજનપત્નિ હો, પરંતુ મને તેની કંઇ દરકાર નથી. મર્યાદાથી વર્ત્તતી મેં તો શું પણ પવિત્ર જ્ઞાનીઓએ પ્રશસી છે.

સદ્‌ગુણથી કરીને જે તમારા ઉપર જગતનો પ્રશસ્ત મોહ હશે તો હે બાઇ! તમને (હું) વંદન કરૂં છું.

બહુમાન, નમ્રભાવ, વિશુદ્ધ અંતઃકરણથી પરમાત્માના ગુણસંબંધી ચિંતવન—શ્રવણ—મનન, કીર્તન, પૂજા—અર્ચા એ જ્ઞાની પુરુષોએ વખાણ્યાં છે, માટે આજનો દિવસ શોભાવજે.

સત્‌શીલવાન સુખી છે, દુરાચારી દુઃખી છે, એ વાત જો માન્ય ન  
. તો અત્યારથી તમે લક્ષ રાખી તે વાત વિચારી જુઓ.

આ સઘળાંનો સહેલો ઉપાય આજે કહી દઉં છું કે દોષને ઓળખી દોષને ટાળવા.

લાંબી ટૂંકી કે અનાનુક્રમ [પાઠાં૦ ક્રમાનુક્રમ] ગમે તે સ્વરૂપે આ મારી કહેલી, પવિત્રતાનાં પુષ્પોથી છવાયલી માળા પ્રભાતના વખતમાં, સાયંકાળે અને અન્ય અનુકૂળ નિવૃત્તિએ વિચારવાથી મંગળદાયક થશે. વિશેષ શું કહું ?

[ ૧. પુષ્પમાળા.

* *

ભાઇ આટલું તો તારે અવશ્ય કરવા જેવું છે.–

દેહમાં વિચાર કરનાર બેઠો છે તે દેહથી ભિન્ન છે? તે સુખી છે કે દુઃખી? એ સંભારી લે.

દુઃખ લાગશે જ, અને દુઃખના કારણો પણ તને દૃષ્ટિગોચર થશે, તેમ છતાં કદાપિ ન થાય તો મારા૦ કોઈ ભાગને વાંચી જા, એટલે સિદ્ધ થશે. તે ટાળવા માટે જે ઉપાય છે તે એટલો જ કે, તેથી બાહ્યાભ્યંતર રહિત થવું.

રહિત થયા પછી ઓર દશા અનુભવાય છે એ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું.

તે સાધન માટે સર્વસંગપરિત્યાગી થવાની આવશ્યકતા છે; નિર્ગ્રંથ સદ્ગુરુના ચરણમાં જઇને પડવું યોગ્ય છે.

જેવા ભાવથી ચડાય તેવા ભાવથી સર્વકાળ રહેવા માટેની વિચારણા પ્રથમ કરી લે.

જો તને પૂર્વકર્મ બળવાન લાગતાં હોય તો અત્યાગી, દેશત્યાગી રહીને પણ તે વસ્તુને વિસારીશ નહીં.

પ્રથમ ગમે તેમ કરી તું તારું જીવન જાણ. જાણવું શામાટે કે ભવિષ્યસમાધિ થવા. અત્યારે અપ્રમાદી થવું.

તે આયુષ્યનો માનસિક આત્મોપયોગ તો નિર્વેદમાં રાખ.

જીવન અલ્પ ટૂંકું છે, ઉપાધિ બહુ છે, અને ત્યાગ થઇ શકે તેમ નથી તો, નીચેની વાત પુનઃ પુનઃ લક્ષમાં રાખઃ–

જિજ્ઞાસા તે વસ્તુની રાખવી.

સંસારને બંધન માનવું.

પૂર્વકર્મ નથી એમ ગણી પ્રત્યેક ધર્મ સેવ્યા જાઓ તેમ છતાં પૂર્વકર્મ નડે તો શોક કરવો નહીં

દેહની જેટલી ચિંતા રાખે છે તેટલી નહીં પણ એથી અનંત ગણી ચિંતા આત્માની રાખ, કારણ અનંત ભવ એક ભવમાં ટાળવા છે

ન ચાલે તો પ્રતિશ્રોતી થા
જેમાંથી જેટલું થાય તેટલું કર
પરિણામિક વિચારવાળો થા
અનુત્તરવાસી થઈને વર્ત્ત
છેવટનું સમયે સમયે ચૂકીશ નહીં
એજ ભલામણ અને એજ ધર્મ

*　　*　　*

હે જીવ! ભૂલ મા તને સત્ય કહું છઉં
ભ્રમા મા તને હિત કહું છઉં
આ મારૂં છે એવા ભાવની વ્યાખ્યા પ્રાયે ન કર
આ તેનું છે એમ માની ન બેસ
આ માટે આમ કરવું છે એ ભવિષ્ય નિર્ણય ન કરી રાખ
આ માટે આમ ન થયું હોત તો સુખ થાત એમ સ્મરણ ન કર
આટલું આ પ્રમાણે હોય તો સારું એમ આગ્રહ ન કરી રાખ
આણે મારા પ્રતિ અનુચિત કર્યું એવું સંભારતા ન શીખ
આણે મારા પ્રતિ ઉચિત કર્યું એવું સ્મરણ ન રાખ
આ મને અશુભ નિમિત્ત છે, એવો વિકલ્પ ન કર
આ મને શુભ નિમિત્ત છે એવી દૃઢતા માની ન બેસ
આ ન હોત તો હું બંધાત નહીં, એમ અચળ વ્યાખ્યા નહીં કરીશ

પૂર્વકર્મ બળવાન છે માટે આ બધો પ્રસંગ મળી આવ્યો, એવું એકાંતિક ગ્રહણ કરીશ નહીં

પુરુષાર્થનો જય ન થયો, એવી નિરાશા સ્મરીશ નહીં
બીજાના દોષે તને બંધન છે એમ માનીશ નહીં
તારે નિમિત્તે પણ બીજાને દોષ કરતો ભૂલાવ
તારે દોષે તને બંધન છે, એ સંતની પહેલી શિક્ષા છે.

તારો દોષ એટલો જ કે અન્યને પોતાનું માનવું, પોતે પોતાને ભૂલી જવું.

એ બધામાં તારી લાગણી નથી, માટે જુદે જુદે સ્થળે તેં સુખની કલ્પના કરી છે.

હે મૂઢ ! એમ ન કર. એ તને તેં હિત કહ્યું. અંતરમાં સુખ છે.

જગતમાં કોઇ એવું પુસ્તક વા લેખ વા કોઈ એવો સાક્ષી ત્રાહીત તમને એમ નથી કહી શકતો; કે આ સુખનો માર્ગ છે, વા તમારે આમ વર્તવું, વા સર્વને એકજ ક્રમે ઉગવું; એજ સૂચવે છે કે ત્યાં કંઈ પ્રબળ વિચારણા રહી છે.

એક ભોગી થવાનો બોધ કરે છે, એક યોગી થવાનો બોધ કરે છે. એ બેમાંથી કોને સમ્મત કરી શું ? બને શા માટે બોધ કરે છે ? બને કોને બોધ કરે છે ? કોના પ્રેરવાથી કરે છે ? કોઇને કોઇમાં અને કોઇને કોઇનો બોધ કાં લાગે છે ? એનાં કારણો શું છે ? તેનો સાક્ષી કોણ છે ?

તમે શું વાંચ્છો છો ? તે ક્યાંથી મળશે વા શામાં છે ? તે કોણ મેળવશે ? ક્યાં થઇને લાવશો ? લાવવાનું કોણ શીખવશે ? વા શીખ્યા છીએ ? શીખ્યા છો તો ક્યાંથી શીખ્યા છો ?

જીવન શું છે ? જીવ શું છે ? તમે શું છો ? તમારી ઇચ્છા પૂર્વક કાં નથી થતું ? તે કેમ કરી શકશો ?

બાધતા પ્રિય છે કે નિરાબાધતા પ્રિય છે ? તે ક્યાં ક્યાં કેમ કેમ છે ? એનો નિર્ણય કરો.

અંતરમાં સુખ છે. બહારમાં નથી. સત્ય કહું છઉં. [૧૨.

*

હે જીવ ! તું ભૂલ મા. સુખ અંતરમાં છે તે બહાર શોધવાથી નહીં મળે.

અંતરનું સુખ અંતરની સ્થિતિમાં છે; સ્થિતિ થવા માટે બાહ્યપદાર્થો સબંધીનું આશ્ચર્ય ભૂલ.

સ્થિતિ રહેવી બહુ વિકટ છે, નિમિત્તાધીન ફરીફરી વૃત્તિ ચલિત થઈ જાય છે; એનો દૃઢ ઉપયોગ રાખવો જોઇએ. એ ક્રમ યથાયોગ્ય ચલાવ્યો આવીશ તો તું મુઝાઇશ નહીં, નિર્ભય થઇશ.

હે જીવ! તું ભૂલ મા.

વખતે વખતે ઉપયોગ ચૂકી કોઇને રંજન કરવામાં, કોઇથી રંજન થવામાં વા મનની નિર્બળતાને લીધે અન્ય પાસે મંદ થઇ જાય છે; એ ભૂલ આય છે તે ન કર.

હે જીવ! તું ભ્રમા મા, તને હિત કહું છું.

અંતરમાં સુખ છે, બહાર શોધવાથી મળશે નહીં.

અંતરનું સુખ અતરની સમશ્રેણિમાં છે; સ્થિતિ થવા માટે બાહ્યપદાર્થોનું વિસ્મરણ કર, આશ્ચર્ય ભૂલ.

સમશ્રેણિ રહેવી બહુ દુર્લભ છે, નિમિત્તાધીન વૃત્તિ ફરીફરી ચલિત થઇ જશે; ન થવા અચળ ગંભીર ઉપયોગ રાખ.

આ ક્રમ યથાયોગ્યપણે ચાલ્યો આવ્યો તો, તું જીવન ત્યાગ કરતો રહીશ, મુઝાઇશ નહીં, નિર્ભય થઇશ [ ૩૯.

* * *

હે જીવ! હવે ભોગથી શાંત થા, શાંત. વિચાર તો ખરો, કે એમાં કયું સુખ છે?

બહુ કટાળીને સંસારમાં રહીશ નહીં.

સત્જ્ઞાન અને સત્શીળને સાથે દોરજે.

એકથી મૈત્રી કરીશ નહીં, કર તો આખા જગતથી કરજે. [ ૭.

* * *

પરહિત એ જ નિજહિત સમજવું, અને પરદુઃખ એ પોતાનું દુ:ખ સમજવું.

સુખ દુઃખ એ બન્ને મનની ક[illegible]

ક્ષમા એ જ મો[illegible] [illegible] કરવું

સઘળા સાથે [illegible]

શાંત સ્વભાવ [illegible]

ખરા સ્નેહીની [illegible]

દુર્જનનો ઓછો [illegible]

નીતિના આધાપર પગ ન મૂકવો.

જિતેંદ્રિય થવુ.

જ્ઞાનચર્ચા અને વિદ્યાવિલાસમા તથા શાસ્ત્રાધ્યયનમાં ગુથાવું.

ગભીરતા રાખવી.

સસારમા રહ્યા છતાં ને તે નીતિથી ભોગવતા છતા વિદેહી દશા રાખવી.

પરમાત્માની ભક્તિમાં ગુથાવું

પરનિંદા એ જ સબળ પાપ માનવું

દુર્જનતા કરી ફાવવુ એ જ હારવું, એમ માનવું.

આત્મજ્ઞાન અને સજ્જનસગત રાખવા [૧૦ સહજ-પ્રકૃતિ.

* * *

આતો અખડ સિદ્ધાંત માનજો કે સયોગ, વિયોગ, સુખ, દુ ખ, ખેદ, આનંદ, અણુરાગ, અનુરાગ ઇત્યાદિ યોગ કોઈ વ્યવસ્થિત કારણુ ને લઇને રહ્યાં છે

એકાત ભાવી કે એકાત ન્યાયદોષને સન્માન ન આપજો

કોઇનો પણુ સમાગમ કરવો યોગ્ય નથી, છતા જ્યા સુધી તેવી દશા ન થાય ત્યા સુધી સત્પુરુષનો સમાગમ અવશ્ય સેવવો ઘટે છે.

જે કૃત્યમા પરિણામે દુ ખ છે તેને સન્માન આપતા પ્રથમ વિચાર કરો

કોઇને અત કરણુ આપશો નહીં, આપો તેનાથી ભિન્નતા રાખશો નહીં, ભિન્નતા રાખો ત્યા અત કરણુ આપ્યુ તે ન આપ્યા સમાન છે

એક ભોગ ભોગવે છે છતા કર્મની વૃદ્ધિ નથી કરતો, અને એક ભોગ નથી ભોગવતો છતા કર્મની વૃદ્ધિ કરે છે, એ આશ્ચર્યકારક પણુ સમજવા યોગ્ય કથન છે.

યોગાનુયોગે બનેલુ કૃત્ય બહુ સિદ્ધિને આપે છે

આપણે જેનાથી પટતર પામ્યા તેને સર્વસ્વ અર્પણુ કરતા અટકશો નહીં

તોજ લોકાપવાદ સહન કરવા કે જેથી તે જ લોકો પોતે કરેલા અપવાદનો પુન: પશ્ચાત્તાપ કરે.

હજારો ઉપદેશવચનો સાભળવા [પાઠા૦ કથન સાભળ્યા] કરતા તેમાના થોડા વચનો પણુ વિચારવા તે વિશેષ કલ્યાણુકારી છે.

નિયમથી કરેલું કામ ત્વરાથી થાય છે, ધારેલી સિદ્ધિ આપે છે; આનંદના કારણરૂપ થઈ પડે છે.

જ્ઞાનીઓએ એકત્ર કરેલા અદ્‌ભુત નિધિના ઉપભોગી થાઓ.

સ્ત્રીજાતિમાં જેટલું માયા કપટ છે તેટલું ભોળપણું પણ છે.

પઠન કરવા કરતાં મનન કરવા ભણી બહુ લક્ષ આપજો.

મહાપુરુષનાં આચરણ જોવા કરતાં તેનું અંતઃકરણ જોવું એ વધારે પરીક્ષા છે.

વચનસપ્તશતી પુનઃ પુનઃ સ્મરણમાં રાખો.

મહાત્મા થવું હોય તો ઉપકારબુદ્ધિ રાખો. સત્પુરુષના સમાગમમાં રહો; આહાર, વિહારાદિમાં અલુબ્ધ અને નિયમિત રહો. સત્શાસ્ત્રનું મનન કરો; ઉંચી શ્રેણિમાં લક્ષ રાખો. એ એકે ન હોય તો સમજીને આનંદ રાખતા શીખો.

વર્તનમાં બાલક થાઓ, સત્યમાં યુવાન થાઓ, જ્ઞાનમાં વૃદ્ધ થાઓ.

રાગ કરવો નહીં, કરવો તો સત્પુરુષ પર કરવો; દ્વેષ કરવો નહીં, કરવો તો કુશીલ પર કરવો.

અનંતજ્ઞાન અનંતદર્શન, અનંતચારિત્ર અને અનંતવીર્યથી અભેદ એવા આત્માનો એક પળ વિચાર કરો.

મનને વશ કર્યું તેણે જગત્‌ને વશ કર્યું.

આ સંસારને શું કરવો? અનંતવાર થયેલી માને આજે સ્ત્રીરૂપે ભોગવીએ છીએ.

નિર્ગ્રંથતા ધારણ કરતાં પહેલાં પૂર્ણ વિચાર કરજો; એ લઈને ખામી આણવા કરતાં અલ્પારંભી થજો.

સમર્થ પુરુષો કલ્યાણનું સ્વરૂપ પોકારી પોકારીને કહી ગયા; પણ કોઈ વિરલાને જ તે યથાર્થ સમજાયું.

સ્ત્રીના સ્વરૂપપર મોહ થતો અટકાવવાને વગર ત્વચાનું તેનું રૂપ વારંવાર ચિંતવવા યોગ્ય છે.

કુપાત્ર પણ સત્પુરુષના મુકેલા હસ્તથી પાત્ર થાય છે. જેમ છાશથી શુદ્ધ થએલો સોમલ શરીરને નિરોગી કરે છે.

આત્માનું સત્યસ્વરૂપ એક શુદ્ધ સચ્ચિદાનંદમય છે, છતાં ભ્રાંતિથી ભિન્ન ભાસે છે. જેમ ત્રાંસી આંખ કરવાથી ચંદ્ર બે દેખાય છે.

યથાર્થ વચન ગ્રહવામાં દંભ રાખશો નહીં, કે આપનારનો ઉપકાર ઓળવશો નહીં.

અમે બહુ વિચાર કરીને આ મૂળતત્ત્વ શોધ્યું છે કે,–"ગુપ્ત ચમત્કાર જ સૃષ્ટિના લક્ષમાં નથી."

રડાવીને પણ બચ્ચાંના હાથમાં રહેલો સોમલ લઈ લેવો.

નિર્મળ અંતઃકરણથી આત્માનો વિચાર કરવો યોગ્ય છે.

જ્યાં 'હું' માને છે ત્યાં 'તું' નથી, જ્યાં 'તુ' માને છે ત્યાં 'હું' [પાઠા૦ 'તું'] નથી.

મહા સૌંદર્યથી ભરેલી દેવાંગનાના ક્રીડાવિલાસ નિરીક્ષણ કરતા છતાં જેના અંતઃકરણમાં કામથી વિશેષ વિશેષ વિરાગ છૂટે છે તેને ધન્ય છે. તેને ત્રિકાળ નમસ્કાર છે.

ભોગના વખતમાં યોગ સાંભરે એ હળુકર્મિનું લક્ષણ છે.

આટલું હોય તો હું મોક્ષની ઇચ્છા કરતો નથી, આખી સૃષ્ટિ સત્શીળને સેવે, નિયમિત આયુષ્ય, નિરોગી શરીર, અચળ પ્રેમી પ્રેમદા, આજ્ઞાંકિત અનુચર, કુળદીપક પુત્ર, જીવનપર્યંત બાલ્યાવસ્થા, આત્મતત્ત્વનું ચિંતવન. એમ કોઇ કાળે થવાનું નથી, માટે હું તો મોક્ષને જ ઇચ્છું છું.

સૃષ્ટિ સર્વ અપેક્ષાએ અમર થશે?

શુક્લ નિર્જનાવસ્થાને હું બહુ માન્ય કરું છું

સૃષ્ટિલીલામાં શાંતભાવથી તપશ્ચર્યા કરવી એ પણ ઉત્તમ છે.

એકાંતિક કથન કથનાર જ્ઞાની ન કહી શકાય.

શુક્લ અંતઃકરણ વિના મારાં કથનોને કોણ દાદ આપશે?

જ્ઞાતપુત્ર ભગવાનના કથનની જ બલિહારી છે.

દેવ દેવીની તુષમાનતાને શું કરી શું? જગતની તુષમાનતાને શું કરી શું? તુષમાનતા સત્પુરુષની ઇચ્છો.

હું સચ્ચિદાનંદ પરમાત્મા છું.

એમ સમજો કે તમે તમારા આત્માના હિત માટે પ્રવર્તવાની અભિલાષા રાખતાં છતાં એથી નિરાશ પ્રાપ્ત થઈ તો તે પણ તમારું આત્મહિત જ છે.

તમારા શુભ વિચારમાં પાર પડો; નહીં તો, સ્થિર ચિત્તથી પાર પડ્યા છો એમ સમજો.

જ્ઞાનીઓ અતરંગખેદ અને હર્ષથી રહિત થાય [પાઠા૦ હોય] છે. જ્યાં સુધી તે તત્ત્વની પ્રાપ્તિ નહીં થાય ત્યાંસુધી મોક્ષની તાત્પર્યતા મળશે નહીં [પાઠા૦ મળી નથી].

સંસારરૂપી કુટુંબને ઘેર આપણો આત્મા પરૂણા દાખલ છે.

એજ ભાગ્યશાળી, કે જે દુર્ભાગ્યશાળીની દયા ખાય છે.

શુભદ્રવ્ય એ શુભ ભાવનું નિમિત્ત મહર્ષિયો કહે છે.

સ્થિર ચિત્ત કરીને ધર્મ અને શુક્લધ્યાનમાં પ્રવૃત્તિ કરો.

પરિગ્રહની મૂર્છા પાપનું મૂળ છે

જે કૃત્ય કરવા વખતે વ્યામોહસંયુક્ત ખેદમાં છો, અને પરિણામે પણ પસ્તાઓ છો, તો તે કૃત્યને પૂર્વકર્મનો દોષ જ્ઞાનીઓ કહે છે.

જડભરત અને જનક–વિદેહીની દશા મને પ્રાપ્ત થાઓ.

સત્પુરુષના અંતઃકરણે આચર્યો, કિંવા કહ્યો તે ધર્મ.

અતરગ મોહગ્રથી જેની ગઈ તે પરમાત્મા છે.

વ્રત લઇને ઉલ્લાસિત પરિણામે ભાંગશો નહીં.

એક નિષ્ઠાએ જ્ઞાનીની આજ્ઞા આરાધતાં તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે.

ક્રિયા એ કર્મ, ઉપયોગ એ ધર્મ, પરિણામ એ બંધ, ભૂલ [પાઠા૦ ભ્રમ] એ મિથ્યાત્વ, શોકને સંભારવો નહીં. આ ઉત્તમ વસ્તુ જ્ઞાનીઓએ મને આપી

જગત્ જેમ છે તેમ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ જુઓ.

શ્રી ગૌતમને ચાર વેદ પઠન કરેલા જોવાને શ્રીમત્ મહાવીરસ્વામીએ સમ્યક્‌નેત્ર આપ્યાં હતાં.

ભગવતીમાં કહેલી પુદ્ગલ નામના પરિવ્રાજકની કથા તત્ત્વજ્ઞાનીઓએ કહેલું સુંદર રહસ્ય છે.

વીરનાં કહેલાં શાસ્ત્રોમાં સોનેરી વચનો છૂટક છૂટક અને ગુપ્ત છે.

સમ્યક્‌નેત્ર પામીને તમે ગમે તે ધર્મશાસ્ત્ર વિચારો તો પણ આત્મહિત પ્રાપ્ત થશે.

કુદરત, આ તારો પ્રબલ અન્યાય છે કે, મારી ધારેલી નીતિએ મારો કાળ વ્યતીત કરાવતી નથી ! (કુદરત તે પૂર્વકર્મ).

માણસ પરમેશ્વર થાય છે, એમ જ્ઞાનીઓ કહે છે.

ઉત્તરાધ્યયન નામનું જૈનસૂત્ર તત્ત્વદૃષ્ટિએ પુન. પુનઃ અવલોકો
જીવતાં મરાય તો ફરી મરવું ન પડે એવું મરણ ઇચ્છવા યોગ્ય છે
કૃતઘ્નતા જેવો એકે મહાદોષ મને લાગતો નથી
જગતમાં માન ન હોત તો અહીં જ મોક્ષ હોત!
વસ્તુને વસ્તુગતે જુઓ.
ધર્મનુ મૂળ વિ૦,–[વિનય–વિવેક] છે
તેનું નામ વિદ્યા કે જેનાથી અવિદ્યા પ્રાપ્ત ન થાય.
વીરના એક વાક્યને પણ સમજો.

અહંપદ, કૃતઘ્નતા, ઉત્સૂત્રપ્રરુપણા, અવિવેકધર્મ એ માઠી ગતિના લક્ષણો છે.

દેહ અને દેહાર્થમમત્વ એ મિથ્યાત્વ લક્ષણ છે.

અભિનિવેશના ઉદયમાં ઉત્સૂત્રપ્રરુપણા ન થાય તેને હું મહાભાગ્ય, જ્ઞાનીઓના કહેવાથી કહું છુ

સ્યાદ્વાદ શૈલીએ જોતાં કોઈ મત અસત્ય નથી.
સ્વાદનો ત્યાગ એ આહારનો ખરો ત્યાગ જ્ઞાનીઓ કહે છે.
અભિનિવેશ જેવું એકે પાખંડ નથી.

આ કાળમાં આટલું વધ્યું—ઝાઝા મત, ઝાઝા તત્ત્વજ્ઞાનીઓ, ઝાઝી માયા અને ઝાઝો પરિગ્રહવિશેષ

આખા જગતના શિષ્ય થવારૂપ દૃષ્ટિ જેણે વેદી નથી તે સદ્ગુરુ થવાને યોગ્ય નથી.

કોઇ પણ શુભાશુભ [પાઠાં૦ શુદ્ધાશુદ્ધ] ધર્મકરણી કરતો હોય તો તેને કરવા દો.

આત્માનો ધર્મ આત્મામાં જ છે

મહાવીરે જે જ્ઞાનથી આ જગતને જોયું છે તે જ્ઞાન, સર્વ આત્મામાં છે પણ આવિર્ભાવ કરવું જોઇએ.

બહુ છકી જાઓ તોપણ મહાવીરની આજ્ઞા તોડશો નહીં. ગમે તેવી શંકા થાય તોપણ મારીનતી વીરને નિઃશંક ગણજો.

પાર્શ્વનાથસ્વામીનું ધ્યાન યોગિઓએ અવશ્ય સ્મરવું જોઇએ છીએ નિ૦ [નિઃશંક] એ નાગની છત્રછાયા વેળાનો પાર્શ્વનાથ ઓર હતો!

પવિત્ર પુરુષોની કૃપાદૃષ્ટિ એ જ સમ્યક્દર્શન છે.

ભર્તૃહરિએ કહેલો ત્યાગ [પાઠાં૦ ભાવ] વિશુદ્ધબુદ્ધિથી વિચારતાં વણી ઊર્ધ્વજ્ઞાનદશા થતાં સુધી વર્તે છે.

શિથિલબંધ દૃષ્ટિથી નીચે આવીને જ વિખેરાઇ જાય ( જો નિર્જરામાં આવે તો ) [પાઠાં૦ જો નીર્જરતાં આવડે તો].

સત્પુરુષો કહેતા નથી, કરતા નથી, છતાં તેની સત્પુરુષતા નિર્વિકાર સુખમુદ્રામાં રહી છે.

સંસ્થાનવિચયધ્યાન પૂર્વધારીઓને પ્રાપ્ત થતું હશે એમ માનવું યોગ્ય લાગે છે. તમે પણ તેને ધ્યાવન કરો.

આત્મા જેવો કોઇ દેવ નથી.

કોણ ભાગ્યશાળી? 'અવિરતી, સમ્યક્દૃષ્ટિ કે વિરતી?'

કોઇની આજીવિકા તોડશો નહીં. [૭

* * *

પૂર્વના અશુભ કર્મ ઉદય આવ્યે વેદતાં જો શોચ કરો છો તો હવે એ પણ ધ્યાન રાખો કે નવા બાંધતાં પરિણામે તેવાં તો બંધાતાં નથી.

આત્માને ઓળખવો હોય તો આત્માના પરિચયી થવું; પરવસ્તુના ત્યાગી થવું.

જેટલા પોતાની પુદ્ગલિક મોટાઇ ઇચ્છે તેટલા હલકા સંભવે.

પ્રશસ્ત પુરુષની ભક્તિ કરો, તેનું સ્મરણ કરો, ગુણચિંતન કરો. [૯

* * *

"ઉપયોગ ત્યાં ધર્મ છે."

"જે મહાકામ માટે તુ જનમ્યો છે તે મહા કામનું અનુપ્રેક્ષણ કર."

"ધ્યાન ધરીજા સમાધિસ્ત થા"

"વ્યવહારકામને વિચારી જા"

"જેનો પ્રમાદ થયો છે તે માટે હવે પ્રમાદ ન થાય તેમ કર."

"જેમાં સાહસ થયું હોય તેમાથી હવે તેવું ન થાય તેવો બોધ લે."

"લેપાઇશ નહીં."

"મહાગમ્ભીર થા."

"દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ વિચારી જા."

"યથાર્થ કર."

"કાર્યસિદ્ધિ કરીને ચાટ્યો જા." [૫-૬.

* * *

"મોહાચ્છાદિતદશાથી વિવેક ન થાય એ ખરુ, નહીંતો વસ્તુગતે મે વિવેક ખરો છે."

"ઘણુંજ સૂક્ષ્મ અવલોકન રાખો."

"સત્યને તો સત્ય જ રહેવા દેવું."

"કરી શકો તેટલુ કહો, અશક્યતા ન છૂપાવો."

"એક નિષ્ઠિત રહો."

"ગમે તે કોઇ પ્રશસ્ત ક્રમમાં એક નિષ્ઠિત રહો."

"વીતરાગે ખરૂં કહ્યું છે"

"અરે આત્મા ! સ્થિતિસ્થાપક દશા લે." [૧૩.

* * *

પ્રમાદને લીધે આત્મા મળેલુ સ્વરૂપ ભૂલી જાય છે.

જે જે કાળે જે જે કરવાનું છે તે તે સદા ઉપયોગમાં રાખ્યા રહો.

ક્રમે કરીને પછી તેની સિદ્ધિ કરો.

અલ્પઆહાર, અલ્પવિહાર, અલ્પનિદ્રા, નિયમિતવાચા, નિયમિતકાયા, અને અનુકૂળસ્થાન એ મનને વશ કરવાનાં ઉત્તમ સાધનો છે

શ્રેષ્ઠવસ્તુની જિજ્ઞાસા કરવી એ જ આત્માની શ્રેષ્ઠતા છે. કદાપિ તે જિજ્ઞાસા પાર ન પડી તોપણ જિજ્ઞાસા તે પણ તે જ અંશવત્ છે.

નવાં કર્મ બાંધવા નહીં, અને જૂનાં ભોગવી લેવાં, એવી જેની અચળ જિજ્ઞાસા છે તે તે પ્રમાણે વર્ત્તી શકે છે.

જે કૃત્યનું પરિણામ ધર્મ નથી તે કૃત્ય મૂળથી જ કરવાની ઇચ્છા રહેવા દેવી જોઇતી નથી

તેનો તું બોધ પામ કે જેનાથી સમાધિમરણની પ્રાપ્તિ થાય.

એક વાર જો સમાધિમરણ થયુ તો સર્વકાળનાં અસમાધિમરણ ટળશે.

સર્વોત્તમપદ સર્વત્યાગીનું છે. [૩૬.

* * *

"અતિ અતિ સ્વસ્થ વિચારણાથી એમ સિદ્ધ થયું કે, શુદ્ધજ્ઞાનને આશ્રયે નિરાબાધ સુખ રહ્યુ છે; તથા ત્યાંજ પરમ સમાધિ રહી છે."

"શુદ્ધ ઉપયોગની જો પ્રાપ્તિ થઇ તો પછી તે સમયે સમયે પૂર્વોપાર્જિત મોહિનીય (કર્મ) ને ભસ્મિભૂત કરી શકશે." [૩૭.

* * *

નિયમ પાળવાનું દૃઢ કરવા છતાં નથી પળાતો એ પૂર્વકર્મનો જ દોષ છે એમ જ્ઞાનીઓનું કહેવું છે. [૩૮.

* * *

"જગતને રુડું દેખાડવા અનંતવાર પ્રયત્ન કર્યું તેથી રુડું થયું નથી; કેમકે પરિભ્રમણ અને પરિભ્રમણના હેતુઓ હજુ પ્રત્યક્ષ રહ્યા છે.

"એક ભવ જો આત્માનું રુડું થાય તેમ વ્યતીત કરવામાં જશે તો અનંતભવનું સારું વળી રહેશે."

"આ મહાબંધનથી રહિત થવામાં જે જે સાધન, પદાર્થ શ્રેષ્ઠ લાગે તે ગ્રહવા."

"જગતની અનુકૂળતા-પ્રતિકૂળતા શું જોવી? તે ગમે તેમ બોલે પણ આત્મા જો બંધનરહિત થતો હોય, સમાધિમયદશા પામતો હોય તો તેમ કરી લેવું; એટલે કીર્તિ-અપકીર્તિથી સર્વકાળને માટે રહિત થઈ શકાશે."

"પરમાત્મા જિન-મહાયોગીંદ્ર પાર્શ્વનાથાદિકનું સ્મરણ રાખજો."

"જેમ બને તેમ નિર્મોહી થઈ મુક્તદશાને ઇચ્છજો."

"જીવિતવ્ય કે જીવનપૂર્ણતા સંબંધી કંઈ સંકલ્પ-વિકલ્પ કરશો નહીં."

"ઉપયોગ શુદ્ધ કરવા આ જગતના સંકલ્પ-વિકલ્પ ને ભૂલી જજો."

"પાર્શ્વનાથાદિક યોગીશ્વરની દશાની સ્મૃતિ કરજો અને તે જ અભિલાષા રાખ્યા રહેજો."

"વીરસ્વામીનું બોધેલું દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી સર્વસ્વરૂપ યથાતથ્ય છે, એ ભૂલશો નહીં. તેની શિક્ષાની કોઈ પણ પ્રકારે વિરાધના થઈ હોય. તે માટે પશ્ચાતાપ કરજો. આ કાળની અપેક્ષાએ મન, વચન, કાયા. આત્મભાવે તેના ખોળામાં અર્પણ કરો, એ જ મોક્ષનો માર્ગ છે.

જગતના સઘળા દર્શનની-મતની શ્રદ્ધાને ભૂલી જજો, જૈન સંબંધી સર્વ ખ્યાલ ભૂલી જજો! માત્ર તે સત્પુરુષોના અદ્ભુત યોગસ્ફુરિત ચરિત્રમાં જ ઉપયોગને પ્રેરશો."

"પૂર્વકર્મના આધારે ... સઘળું વિચરવું છે; એમ સમજી પરમ ... ય રાખજો."

"કેમ આપણે માનીએ છીએ, અથવા કેમ વર્તિએ છીએ? તે જગતને દેખાડવાની જરૂર નથી પણ આત્માને આટલુ જ પૂછવાની જરૂર છે કે જો મુક્તિને ઇચ્છે છે તો સકલ્પ–વિકલ્પ, રાગ–દ્વેશને મૂક અને તે મૂકવામા તને કઈ બાધા હોય તો તે કહે. તે તેની મેળે માની જશે અને તેની મેળે મૂકી દેશે"

"જ્યા ત્યાથી રાગ–દ્વેશ રહિત થવુ એજ મારો ધર્મ છે"

"ઉપયોગ એ જ સાધના છે. વિશેષ સાધના તે માત્ર સત્પુરુષના ચરણ કમળ છે"

"આત્મભાવમા સઘળુ રાખજો ધર્મધ્યાનમા ઉપયોગ રાખજો"

"જગતના કોઇ પણ પદાર્થ, સગા, કુટુબી, મિત્રનો કઈ હર્ષ શોક કરવો યોગ્ય જ નથી પરમશાતિપદને ઇચ્છીએ એ જ આપણો સર્વસમ્મત ધર્મ છે અને એજ ઇચ્છામા ને ઇચ્છામા તે મળી જશે"

"હુ કોઇ ગચ્છમા નથી પણ આત્મામા છુ, એ ભૂલશો નહીં"

"દેહ જેનો ધર્મોપયોગ માટે છે, તે દેહ રાખવા જે પ્રયત્ન કરે છે, તે પણ ધર્મને માટે જ છે" [૪૦.

* * *

જગત્મા નિરાગીત્વ, વિનયતા અને સત્પુરુષની આજ્ઞા એ નહીં મળવાથી આ આત્મા અનાદિકાળથી રખડ્યો, પણ નિરુપાયતા થઈ તે થઈ. હવે આપણે પુરુષાર્થ કરવો ઉચિત છે[૧] [૪૧

* * *

"સૃષ્ટિમા અનેક સત્પુરુષો ગુપ્તરૂપે રહ્યા છે તેમના ગુણને સ્મરો, તેઓનો પવિત્ર સમાગમ કરો, અને આત્મિકલાભવડે મનુષ્યભવને સાર્થક કરો" [૪૨.

* * *

"તન મન, વચને આત્મસ્થિતિને જાળવશો" [૪૩.

* * *

"ઉદય આવેલા પ્રાચીન કર્મો ભોગવવા, નુતન ન બધાય એમા જ આપણુ આત્મહિત છે"

બનતી પ્રભુભક્તિ, સત્સગ, સત્યવ્યવહારની સાથે ધર્મ, અર્થ, કામ

૧ જય થાઓ

અને મોક્ષ, એ ચાર પુરુષાર્થ પ્રાપ્ત કરતા રહો. પ્રયત્ને જેમ આત્મા ઊર્ધ્વ-ગતિનો પરિણામી થાય તેમ કરો.

સમય સમય જીવનની ક્ષણિક વ્યતીતતા છે, ત્યાં પ્રમાદ કરીએ છીએ એ જ મહામોહનીયનું બળ છે. [૪૪.

* * *

"શાસ્ત્રમાં માર્ગ કહ્યો છે, મર્મ કહ્યો નથી. મર્મ તો સત્પુરુષના અંતરાત્મામાં રહ્યો છે."

"ધર્મનો રસ્તો સરળ, સ્વચ્છ અને સહજ છે; પણ તે વિરલ આત્માઓ પામ્યા છે, પામે છે અને પામશે." [૪૯.

* * *

પરમાત્માને ધ્યાવવાથી પરમાત્મા થવાય છે. પણ તે ધ્યાવન આત્મા સત્પુરુષના ચરણ કમળની વિનયોપાસના વિના પ્રાપ્ત કરી શકતો નથી, એ નિર્ગ્રંથ ભગવાનનું સર્વોત્કૃષ્ટ વચનામૃત છે.

• • •

આત્માને અનંત ભ્રમણાંથી સ્વરૂપમય પવિત્રશ્રેણિમાં આણવો એ કેવું નિરૂપમ સુખ છે? તે કહ્યું કહેવાતું નથી, લખ્યું લખાતું નથી અને મને વિચાર્યું વિચારાતું નથી. [૫૦.

* * *

"પ્રત્યક્ષ સત્સંગની તો બલિહારી છે; અને તે પુણ્યાનુબંધી-પુણ્યનું ફળ છે."

નિર્ગ્રંથશાસન જ્ઞાનવૃદ્ધને સર્વોત્તમ વૃદ્ધ ગણે છે. જાતિવૃદ્ધતા, પર્યાય-વૃદ્ધતા, એવા વૃદ્ધતાના અનેક ભેદ છે. પણ જ્ઞાનવૃદ્ધતા વિના એ સઘળી વૃદ્ધતા તે નામવૃદ્ધતા છે, કિંવા શૂન્યવૃદ્ધતા છે."

"સત્પુરુષના ચરિત્ર એ દર્પણરૂપ છે."

"બુધ અને જૈનના બોધમાં મહાન તફાવત છે." [૫૩

* * *

"યથાર્થ ઉપદેશ જેમણે કર્યો છે એવા વીતરાગના ઉપદેશમા પરાયણ રહો."

"તમે જ તમારાથી ધર્મશિક્ષા લ્યો. યોગ્ય પાત્ર થાઓ." [૫૫

* * *

"ધર્મ" એ વસ્તુ બહુ ગુપ્ત રહી છે. બાહ્યસંશોધનથી મળવાની નથી;

પૂર્વ અંતર્સંશોધનથી તે પ્રાપ્ત થાય છે. જે અંતર્સંશોધન, કોઈક મહા-
ભાગ્ય, સદ્ગુરુ અનુગ્રહે પામે છે.

એક ભવના થોડા સુખ માટે અનંત ભવનુ અનત દુ ખ નહીં વધારવા-
પ્રયત્ન સત્પુરુષો કરે છે.

સ્યાત્પદ આ વાત પણ માન્ય છે કે, બનનાર છે તે ફરનાર નથી અને
ફરનાર છે તે બનનાર નથી, તો પછી ધર્મપ્રયત્નમા-આત્મહિતમાં અન્ય
ઉપાધિને આધીન થઈ પ્રમાદ શું ધારણ કરવો? આમ છે છતા દેશ, કાળ,
પાત્ર, ભાવ જોવાં જોઇએ [૫૬.

* * *

બીજું કાઈ શોધ મા. માત્ર એક સત્પુરુષને શોધીને તેનાં ચરણ
કમળમાં સર્વભાવ અર્પણ કરી દઈ વર્ત્યો જા પછી જો મોક્ષ ન મળે તો
મારી પાસેથી લેજે.

સત્પુરુષ એ જ કે નિશદિન જેને આત્માનો ઉપયોગ છે; શાસ્ત્રમાં નથી
અને સાંભળ્યામાં નથી, છતાં અનુભવમા આવે તેવુ જેનું કથન છે; અંત-
રંગ સ્પૃહા નથી એવી જેની ગુપ્ત આચરણા છે. બાકી તો કંઈ કહ્યું જાય
તેમ નથી અને આમ કર્યા વિના તારો કોઇ કાળે છૂટકો થનાર નથી; આ
અનુભવપ્રવચન પ્રમાણિક ગણ.

. એક સત્પુરુષને રાજી કરવામાં તેની સર્વ ઇચ્છાને પ્રશંસવામાં, તે જ
સત્ય માનવામાં આખી જિંદગી ગઈ તો ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ પંદર ભવે અવશ્ય
મોક્ષે જઇશ. [૫૭.

* * *

"મહારંભ, મહાપરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ કે એવું તેવું જગત્-
માં કંઇજ નથી, એમ વિસ્મરણ ધ્યાન કરવાથી પરમાનંદ રહે છે." [૬૧.

* * *

"વ્યવહારના પ્રસગને સાવધાનપણે, મંદઉપયોગે, સમતાભાવે,
નિભાવ્યો આવજે."

"બીજાં તારું કેમ માનતાં નથી? એવો પ્રશ્ન તારા અતરમાં ન ઉગો."

"બીજા તારુ માને છે, એ ઘણું યોગ્ય છે, એવું સ્મરણ તને ન થાઓ."

"તું સર્વ પ્રકારે તારાથી પ્રવર્ત્ત; જીવન-અજીવન પર ~ -

"જીવન હો તો એજ વૃત્તિએ પૂર્ણ હો."

"ગૃહવાસ જ્યાંસુધી સૃજિત હો ત્યાંસુધી વ્યવહારપ્રસંગમાં પણ સત્ય તે સત્ય હો.

"ગૃહવાસમાં તેમાં જ લક્ષ હો."

"ગૃહવાસમાં પ્રસંગીઓને ઉચિત વૃત્તિ રાખતાં શીખવ, સઘળાં સમાન જ માન, ત્યાંસુધીનો તારો કાળ ઘણોજ ઉચિત જાણો.

"અમુક વ્યહારપ્રસગનો કાળ, તે શિવાયનો તત્સંબંધી કાર્યકાળ, પૂર્વિત કર્મોદયકાળ, નિદ્રાકાળ."

"જો તારી સ્વતંત્રતા અને તારા ક્રમથી તારા ઉપજીવન-વ્યવહાર સબંધી સતોષિત હોય તો ઉચિત પ્રકારે તારે વ્યવહાર પ્રવર્ત્તાવવો" [૬૬

* * *

"નિરંતર સમાધિ ભાવમાં રહો."

"આત્મદર્શનમાં સ્થિર રહો." [૬૭.

* * *

'આત્મા છે,' 'તે બધાયો છે,' 'તે કર્મનો કર્ત્તા છે,' 'તે કર્મનો ભોક્તા છે,' 'મોક્ષનો ઉપાય છે,' 'આત્મા સાધી શકે છે.' આ જે છ મહાપ્રવચનો છે, તેનું નિરંતર સશોધન કરજો.

બીજાને વિટંબનાનો અનુગ્રહ નહીં કરતાં પોતાની અનુગ્રહતા ઇચ્છનાર જય પામતો નથી એમ પ્રાયે થાય છે.[1]

સ્વાત્માના અનુગ્રહમાં દૃષ્ટિ આપી[2] . . . તેની વૃદ્ધિ કરતા રહેશો અને તેથી પરની અનુગ્રહતા પણ કરી શકશો. [૭૩.

* * *

બાહ્યભાવે જગતમાં વર્ત્તો અને અંતરંગમાં એકાંત શીતલીભૂત-નિર્લેપ રહો[3] . . . [૭૪.

* * *

"પરમાર્થરૂપ થવું અને અનેકને પરમાર્થ સાધ્ય કરવામાં સહાયક થવું-એ જ કર્ત્તવ્ય છે." [૭૯

* * *

ઇશ્વરપર વિશ્વાસ રાખવો એ એક સુખદાયક માર્ગ છે. જેનો દૃઢ

૧ માટે ઇચ્છું છઉં કે તમે . . . ૨ છે . . . ૩ એજ માન્યતા અને બોધના છે.

વિશ્વાસ હોય છે તે દુ ખી હોતો નથી અથવા દુ ખી હોય તો દુઃખ વેદતો નથી, દુ ખ ઉલટુ સુખરૂપ થઈ પડે છે [૧]

સસારમા પ્રારબ્ધાનુસાર ગમે તેવા શુભાશુભ ઉદય આવો, પરતુ તેમા પ્રીતિ–અપ્રીતિ કરવાનો આપણે સકલ્પ પણ ન કરવો [૮૧

* * *

[૨] અનાદિકાળનુ પરિભ્રમણ હવે સમાપ્તતાને પામે એવી જિજ્ઞાસા એ પણ એક કલ્યાણ જ છે

કોઈ એવો યથાયોગ્ય સમય આવી રહેશે કે જ્યારે ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થઈ રહેશે [૩]

જિજ્ઞાસાને ઉત્તેજન આપતા રહેશો [૪] [૮૨

* * *

"જ્યાસુધી આત્મા આત્મભાવથી અન્યથા એટલે દેહભાવે વર્ત્તશે, હુ કરુ છઉં એવી બુદ્ધિ કરશે, હુ રિદ્ધિ ઇત્યાદિકે અધિક છઉં એમ માનશે, શાસ્ત્રને જાળરૂપે સમજશે, મર્મને માટે મિથ્યા મોહ કરશે, ત્યાસુધી તેની શાતિ થવી દુર્લભ છે." [૮૪.

* * *

આત્મશાતિમા પ્રવર્ત્તશો યોગ્યતા મેળવો, એમ જ મળશે પાનતા–પ્રાપ્તિનો પ્રયાસ અધિક કરો [૮૫

* * *

"એકાતિક દૃષ્ટિને ઘટાડશો"

"આગમના ઉલ્લાસની વૃદ્ધિ કરશો" [૮૬

* * *

નીચેનો અભ્યાસ તો રાખ્યા જ રહો —

૧ ગમે તે પ્રકારે પણ ઉદય આવેલા અને આવવાના કષાયોને શમાવો

૨ સર્વ પ્રકારની અભિલાષા નિવૃત્ત કરતા રહો.

૧ આત્મેચ્છા એવી જ વર્તે છે કે . .

૨ મુમુક્ષુતાના અશોએ ગ્રહાયલુ તમારુ હૃદય પરમ સતોષ આપે છે

૩ નિરતર વૃતિઓ લખતા રહેશો

૪ અને નીચેની ધર્મકથા શ્રવણ કરી હશે, તથાપિ ફરીફરી તેનુ સ્મરણ કરજો

૩. આટલા કાળ સુધી જે કર્યું તે બધાંથી નિવૃત્ત થાઓ, એ કરતાં હવે અટકો.

૪. તમે પરિપૂર્ણ સુખી છો એમ માનો અને બાકીનાં પ્રાણીઓ ઉપર અનુકંપા રાખ્યા કરો.

૫. કોઇ એક સત્પુરુષ શોધો અને તેનાં ગમે તેવાં વચનમાં શ્રદ્ધા રાખો.

એ પાંચે અભ્યાસ અવશ્ય યોગ્યતાને આપે છે. પાંચમામાં વળી ચારે સમાવેશ પામે છે, એમ અવશ્ય માનો અધિક શું કહું? ગમે તે કાળે પણ એ પાંચમું પ્રાપ્ત થયા વિના આ પર્યટનનો કિનારો આવવાનો નથી. બાકીના ચાર એ પાંચમું મેળવવાના સહાયક છે. પાંચમાના અભ્યાસ શિવાયનો–તેની પ્રાપ્તિ શિવાયનો, બીજો કોઈ નિર્વાણ–માર્ગ મને સૂજતો નથી; અને બધાય મહાત્માઓને પણ એમજ સૂજ્યું હશે–સૂજ્યું છે.[1]

'જેટલી ઉતાવળ તેટલી કચાસ, અને કચાસ તેટલી ખટાસ' આ અપેક્ષિત વચનનું સ્મરણ કરો [૮૭.

* * *

તીર્થંકરદેવે રાગ કરવાની ના કહી, અર્થાત્ રાગ હોય ત્યાંસુધી મોક્ષ નથી.[2] [૯૧.

* * *

[3]. . . અનેક પ્રકારના પરિત્યાગી વિચારો પાલટી પાલટીને જ્યારે આત્મા એકત્વબુદ્ધિ પામી મહાત્માના સંગને આરાધશે, વા પોતે કોઈ પૂર્વના સ્મરણને પામશે તો, ઈચ્છિત સિદ્ધિને પામશે; આ નિ:સંશય છે. [૯૨.

* * *

સંસારમાં રહેવું, એક મોક્ષ થવા કહેવું, એ બનવું અસુલભ છે.

ઉદાસીનતા એ આધ્યાત્મની જનની છે. [૯૪.

* * *

૧ હવે જેમ તમને યોગ્ય લાગે તેમ કરો. એ બધાંની તમારી ઈચ્છા છે; તો–પણ અધિક ઈચ્છાએ ઉતાવળ ન કરો.

૨ ત્યારે આ પ્રત્યેનો રાગ તમને બધાને હિતકારક કેમ થશે?

૩ એવા.

"નીચેનાં વાક્યો[2] . . . અસંખ્ય સત્પુરુષોની સમ્મતિથી મંગળરૂપ માન્યાં છે–મોક્ષના સર્વોત્તમ કારણરૂપ માન્યા છેઃ—

માયિક સુખની સર્વ પ્રકારની વાછા ગમે ત્યારે પણ છોડ્યા વિના છૂટકો થવો નથી તો જ્યારથી એ વાક્ય શ્રવણ કર્યું, ત્યારથી જ તે ક્રમનો અભ્યાસ કરવો યોગ્ય જ છે એમ સમજવું.

કોઈ પણ પ્રકારે સદ્ગુરુનો શોધ કરવો, શોધ કરીને તેના પ્રત્યે તન, મન, વચન અને આત્માથી અર્પણબુદ્ધિ કરવી, તેની જ આજ્ઞાનું સર્વ પ્રકારે નિઃશંકતાથી આરાધન કરવું અને તો જ સર્વ માયિક વાસનાનો અભાવ થશે એમ સમજવું.

અનાદિકાળના પરિભ્રમણમાં અનંતવાર શાસ્ત્રશ્રવણ, અનંતવાર વિદ્યાભ્યાસ, અનંતવાર જિનદીક્ષા, અનંતવાર આચાર્યપણું પ્રાપ્ત થયું છે. માત્ર 'સત્' મળ્યા નથી, 'સત્' સુણ્યું નથી, અને 'સત્' શ્રદ્ધ્યું નથી, અને એ મળ્યે, એ સુણ્યે, અને એ શ્રદ્ધ્યે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે.

મોક્ષનો માર્ગ બહાર નથી પણ આત્મામાં છે.

બે અક્ષરમાં માર્ગ રહ્યો છે અને અનાદિકાળથી એટલું બધું કર્યા છતાં શા માટે પ્રાપ્ત થયો નથી તે વિચારો [૯૮.

* * *

અનંત કાળથી પોતાને પોતા વિષેની જ ભ્રાંતિ રહી ગઇ છે; આ એક અવાચ્ય-અદ્ભુત વિચારણાનું સ્થળ છે. જ્યાં મતિની ગતિ નથી, ત્યાં વચનની ગતિ ક્યાંથી હોય? [૧૦૧.

* * *

સર્વ દર્શન પારિણામિકભાવે મુક્તિનો ઉપદેશ કરે છે એ નિઃસંશય છે પણ યથાર્થ દૃષ્ટિ થયા વિના સર્વદર્શનનું તાત્પર્યજ્ઞાન હૃદયગત થતું નથી. જે થવા માટે સત્પુરુષોની પ્રશસ્તભક્તિ, તેના પાદપંકજ અને ઉપદેશનું અવલંબન, નિર્વિકારજ્ઞાનયોગ જે સાધનો, તે શુદ્ધ ઉપયોગવડે સમ્મત થવા જોઇએ. [૧૦૨.

* * *

૧ સત્પુરુષના એકેક વાક્યમાં એકેક શબ્દમાં અનંત આગમ રહ્યા છે, એ વાત કેમ હશે? . . . ૨ પ્રત્યેક મુમુક્ષુઓને મેં . . .

જ્યાંસુધી ગૃહવાસ પૂર્વકર્મના બળથી ભોગવવો રહ્યો હોય? ત્યાંસુધી ધર્મ, અર્થ અને કામ ઉલ્લાસિત-ઉદાસીનભાવે સેવવાં યોગ્ય છે.

બાહ્યભાવે ગૃહસ્થશ્રેણિ છતાં અંતરંગ નિર્ગ્રંથશ્રેણિ જોઇએ અને જ્યાં તેમ થયું છે ત્યાં સર્વ સિદ્ધિ છે. [૧૦૩.

* * *

ગમે તે વાટે, અને ગમે તે દર્શનથી કલ્યાણુ થતું હોય તો ત્યાં પછી મતાંતરની કંઈ અપેક્ષા શોધવી યોગ્ય નથી. આત્મતત્વ જે અનુપ્રેક્ષાથી, જે દર્શનથી કે જે જ્ઞાનથી પ્રાપ્ત થાય તે અનુપ્રેક્ષા, તે દર્શન કે તે જ્ઞાન સર્વોપરી છે; અને જેટલા આત્મા તર્યા, વર્તમાને તરે છે, ભવિષ્યે તરશે તે સર્વ એ એક જ ભાવને પામીને. આપણે એ સર્વભાવે પામીએ એ મળેલા અનુત્તર જન્મનું સાફલ્ય છે.

સર્વ સત્પુરુષો માત્ર એક જ વાટેથી તર્યા છે અને તે વાટ વાસ્તવિક આત્મજ્ઞાન અને તેની અનુચારિણી દેહસ્થિતિ પર્યંત સત્ક્રિયા કે રાગ દ્વેષ અને મોહ વગરની દશા થવાથી તે તત્ત્વ તેમને પ્રાપ્ત થયું હોય એમ મારું આધીન મત છે. [૧૦૪.

* * *

"વિષમકાળમાં જન્મેલો આ દેહધારી આત્મા અનાદિકાળના પરિભ્રમણના થાકથી વિશ્રાંતિ લેવા આવતાં અવિશ્રાંતિ પામી સપડાયો છે."

"યથાયોગ્ય ઉપશમભાવને પામેલો આત્મા સંસાર અને મોક્ષપર સમવૃત્તિવાળો હોય છે એટલે અપ્રતિબંધપણે વિચરી શકે છે."

"જેની નિરુપાયતા છે તેની સહનશીલતા સુખદાયક છે."

"જીવન પૂર્ણ થતાં પહેલાં યથાયોગ્યપણે નીચેની દશા આવવી જોઇએ:—"

"મન, વચન અને કાયાથી આત્માનો મુક્તભાવ."

"મનનું ઉદાસીનપણે પ્રવર્ત્તન."

"વચનનું સ્યાદ્વાદપણું (નિરાગ્રહપણું).

"કાયાની વૃક્ષદશા (આહાર, વિહારની નિયમિતતા).

"અથવા સર્વ સંદેહની નિવૃત્તિ; સર્વ ભયનું છૂટવું; અને સર્વ નાશ."

"અનેક પ્રકારે સંતોએ શાસ્ત્રવાટે તેનો માર્ગ કહ્યો છે. સાધનો બતાવ્યાં છે. યોગાદિકથી થયેલો પોતાનો અનુભવ કહ્યો છે; તથાપિ તેથી યથાયોગ્ય ઉપશમભાવ આવવો દુર્લભ છે. તે માર્ગ છે; પરંતુ ઉપાદાનની બળવાન સ્થિતિ જોઇએ. ઉપાદાનની બળવાન સ્થિતિ થવા નિરંતર સત્સંગ જોઇએ." [૧૦૬.

* * *

ભક્તિપૂર્ણતા પામવાને યોગ્ય ત્યારે થાય છે. કે એક તૃણમાત્ર પણ હરિપ્રત્યે યાચવું નહીં. સર્વ દશામાં ભક્તિમય રહેવું. [૧૦૮.

* * *

*નાના પ્રકારનો મોહ પાતળો થવાથી [પાઠાં૦ આત્માની] દૃષ્ટિ પોતાના ગુણથી ઉત્પન્ન થતાં સુખમા જાય છે અને પછી તે મેળવવા તે પ્રયત્ન કરે છે. એ જ દૃષ્ટિ તેને તેની સિદ્ધિ આપે છે. [પૃ૦ ૨૬૭.

* * *

નીચેના નિયમોપર બહુ લક્ષ અપાવું જોઇએ —

એક વાત કરતાં તેની અપૂર્ણતામાં અવશ્ય વિના બીજી વાત ન કરવી જોઇએ.

કહેનારની વાત પૂર્ણ સાભળવી જોઇએ.

પોતે ધીરજથી તેનો સદુત્તર આપવો જોઇએ.

જેમાં આત્મશ્લાઘા કે આત્મહાનિ ન હોય તે વાત ઉચ્ચારવી જોઇએ.[1] [પૃ૦ ૨૬૮.

* * *

ઇચ્છાવગરનુ કોઈ પ્રાણી નથી. વિવિધ આશાથી તેમાં પણ મનુષ્ય પ્રાણી રોકાયલુ છે. ઇચ્છા, આશા જયાંસુધી અતૃપ્ત છે, ત્યાંસુધી તે પ્રાણી અધોવૃત્તિવત્ છે. ઇચ્છા જયવાળું પ્રાણી ઉર્ધ્વગામીવત્ છે.

* * *

"તમે યોગ્ય થવાની તમારામા ઇચ્છા ઉત્પન્ન કરો"

૧ ધર્મસબંધી હમણાં બહુ જ ઓછી વાત કરવી લોકોથી ધર્મવ્યવહારમા પડવુ નહી

* સંવત ૧૯૪૬ ની રોજનીશીમા અમુક અમુક મિતિઓએ પોતાની વિચારચર્યા ઓમ્રહે લખી છે આ રોજનીશીમાથી કેટલાક પત્રો કોઇએ ફાડી લીધેલા જણાય છે જેટલા પત્રો રોજનીશીમા વિદ્યમાન છે તે અમે અહીં આપેલ છે —સશોધક

"તમે સ્વચ્છતાને બહુજ ઇચ્છજો."
"વીતરાગ ભક્તિને બહુજ ઇચ્છજો."
"વિદ્યાભ્યાસી થાઓ."
"વિદ્યાયુક્ત વિનોદી સંભાષણ[1] . . . કરજો." [પૃ૦ ૨૬૯.

* * *

તને તારું હોવાપણું માનવામાં ક્યાં શંકા છે? શંકા હોય તો તે ખરી પણ નથી.

કળિકાળે મનુષ્યને સ્વાર્થપરાયણ અને મોહવશ કર્યા.

જેનું હૃદય શુદ્ધ, સતની બતાવેલી વાટે ચાલે છે તેને ધન્ય છે.

સત્સંગના અભાવથી ચઢેલી આત્મશ્રેણિ ઘણું કરીને પતિત થાય છે.

* * * [પૃ૦ ૨૭૦.

વિશ્વાસથી વર્ત્તિ, અન્યથા વર્ત્તનારા આજે પસ્તાવો કરે છે.

* * *

દૃષ્ટિ એવી સ્વચ્છ કરો કે જેમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ દોષ પણ દેખાઈ શકે અને દેખાયાથી ક્ષય થઈ શકે. [પૃ૦ ૨૭૨.

* * *

"જેની પાસેથી ધર્મ માગવો તે પુરૂષ ધર્મ પામ્યા વિષેની પૂર્ણ ચોકસી કરવી; આ સતની સમજવા જેવી વાત છે." [૧૧૦.

* * *

રોમ રોમ ખુમારી ચઢશે, અમરવરમયજ આત્મદૃષ્ટિ થઈ જશે, એક 'તુંહિ તુંહિ' મનન કરવાનો પણ અવકાશ નહીં રહે ત્યારે, અમરવરના આનંદનો અનુભવ થશે. [૧૧૧.

* * *

[2] . . . "આ કાળમાં મનુષ્યોનાં મન માયિક સંપત્તિની ઇચ્છાવાળાં થઈ ગયાં છે. કોઈક વીરલ મનુષ્ય નિર્વાણ માર્ગની દૃઢ ઇચ્છાવાળું રહ્યું સંભવે છે અથવા કોઈકને જ તે ઇચ્છા સત્પુરુષના ચરણ સેવન વડે આપ્ત થાય તેવું છે." [૧૧૩.

* * *

૧ મારાથી.
૨ આપ પણ જાણો છો કે . . .

પરિભ્રમણ કરતો જીવ અનાદિકાળથી અત્યાર સુધીમાં અપૂર્વને પામ્યો નથી; જે પામ્યો છે, તે બધુ પૂર્વાનુપૂર્વ છે. એ સઘળાંની વાસનાનો ત્યાગ કરવાનો અભ્યાસ કરશો. દૃઢ પ્રેમથી અને પરમોલ્લાસથી એ અભ્યાસ જયવત થશે, અને તે કાળે કરીને મહાપુરુષના યોગે અપૂર્વની પ્રાપ્તિ કરાવશે.

સર્વ પ્રકારની ક્રિયાનો, યોગનો, જપનો, તપનો અને તે શિવાયના પ્રકારનો લક્ષ એવો રાખજો કે આત્માને છોડવા માટે સર્વે છે બંધનને માટે નથી. જેથી બધન થાય એ બધાં ( ક્રિયાથી કરીને સઘળા યોગાદિક પર્યંત) ત્યાગવા યોગ્ય છે. [૧૧૪.

* * *

"પચમકાળ મહાવીર દેવે કહ્યો છે, કળિયુગ વ્યાસ ભગવાને કહ્યો છે, તે ક્યાંથી[1] . . . ઉપાધિ મૂકન[2] . . . રાખે ?" [૧૧૫

* * *

"કરના ફકિરી ક્યા દિલગીરી, સદા મગન મન રહેનાજી" એ વૃત્તિ મુમુક્ષુઓને અધિકાધિક વર્ધમાન કરવા જેવી છે.

પરમાર્થ ચિંતા હોય એ વિષય જૂદો છે, વ્યવહાર ચિંતાનું વેદન અતરથી ઓછુ કરવુ એ એક માર્ગ પામવાનુ સાધન છે

[3] . . . માર્ગને સાધ્ય કરવા નિરંતર સત્પુરુષનાં ચરિત્રનું મનન રાખજો.

[4] . . . સત્શાસ્ત્રને અને સત્કથાને તેમજ સદ્વ્રત્તને સેવજો.[5] . . .

* * * [૧૧૮.

[6] . . . જીવને બે મોટાં બંધન છે એક સ્વચ્છંદ અને બીજું પ્રતિબંધ સ્વચ્છંદ ટાળવાની ઇચ્છા જેની છે તેણે જ્ઞાનીની આજ્ઞા આરાધવી જોઇએ અને પ્રતિબંધ ટાળવાની ઇચ્છા જેની છે તેણે સર્વસગથી ત્યાગી થવું જોઇએ આમ ન થાય તો બંધનનો નાશ થતો નથી. જેનો સ્વચ્છંદ છેદાયો છે તેને જે પ્રતિબધ છે તે અવસર પ્રાપ્ત થયે તરત નાશ પામે છે; આટલી શિક્ષા સ્મરણ કરવારૂપ છે. [૧૧૯.

* * *

૧ સાથે રહેવા દે ? અને દેલો આપ ને . . . ૨ શા માટે ન. . . .
૩ તમે જેઓ સમજ્યા છો તેઓ . . ૪ તેવા વિષય પ્રસંગે અમને પૂછજો
૫ એજ બલામણ
૬ સુ-પણે રહેવું પડે છે એવા જિજ્ઞાસુ . . .

"પોતપોતાનાં સફળપણા અર્થે મિથ્યા ધર્મવાસનાઓનો, વિષયાદિકની પ્રિયતાનો, પ્રતિબંધનો ત્યાગ કરતાં શીખજો."

"જે કંઈ પ્રિય કરવા જેવું છે, તે જીવે જાણ્યું નથી; અને બાકીનું કંઈ પ્રિય કરવા જેવું નથી."

"યોગ્યતા માટે બ્રહ્મચર્ય એ મોટું સાધન છે."

"અસત્સંગ એ મોટું વિઘ્ન છે." [૧૨૧.

* * *

[1] . . . ઉપાધિથી થોડો પણ નિત્ય પ્રતિ અવકાશ લઈ ચિત્તવૃત્તિ સ્થિર થાય એવી નિવૃત્તિમાં બેસવાનું બહુ અવશ્ય છે અને ઉપાધિમાં પણ નિવૃત્તિનો લક્ષ રાખવાનું સ્મરણ રાખજો.

જેટલો વખત આયુષ્યનો તેટલો જ વખત જીવ ઉપાધિનો રાખે તો મનુષ્યત્વનું સફળ થવું ક્યારે સંભવે? મનુષ્યત્વના સફળપણા માટે જીવવું એ જ કલ્યાણકારક છે એવો નિશ્ચય કરવો જોઇએ અને સફળપણા માટે જે જે સાધનોની પ્રાપ્તિ કરવી યોગ્ય છે, તે પ્રાપ્ત કરવા નિત્યપ્રતિ નિવૃત્તિ મેળવવી જોઇએ. નિવૃત્તિના અભ્યાસ વિના જીવની પ્રવૃત્તિ ન ટળે એ પ્રત્યક્ષ સમજાય તેવી વાત છે.

ધર્મને રૂપે મિથ્યા વાસનાઓથી જીવને બંધન થયું છે; એ મહા લક્ષ રાખી તેવી મિથ્યાવાસના કેમ ટળે? એ માટે વિચાર કરવાનો પરિચય રાખશો. [૧૨૨.

* * *

'કેવળ નિર્વિકાર છતાં પરબ્રહ્મ પ્રેમમય પરાભક્તિને વશ છે' એ, હૃદયમાં જેને અનુભવ કર્યો છે એવા જ્ઞાનીઓની ગુપ્ત શિક્ષા છે. [૧૨૩.

* * *

પરમાર્થ ઉપર પ્રીતિ થવામાં સત્સંગ એ સર્વોત્કૃષ્ટ અને અનુપમ સાધન છે; પણ આ કાળમાં તેવો જોગ બહુ વિકટ છે; માટે જીવે એ વિકટતામાં રહી પાર પાડવામાં વિકટ પુરુષાર્થ કરવો યોગ્ય છે; અને તે એ કે 'અનાદિકાળથી જેટલું જાણ્યું છે તેટલું બધુંય અજ્ઞાન જ છે; તેનું વિસ્મરણ કરવું. [૧૨૪.

* * *

૧ ઉપાધિના યોગને લીધે શાસ્ત્ર વાંચન જો ન થઈ શકતું હોય તો હમણા તે રહેવા દેવું પરંતુ . . . . .

વાસ્તવિક સુખ જો જગતની દૃષ્ટિમા આવ્યુ હોત, તો જ્ઞાની પુરુષોએ નિયત કરેલુ એવુ મોક્ષસ્થાન ઉર્ધ્વલોકમા હોત નહીં, પણ આ જગત જ મોક્ષ હોત

જ્ઞાનીને સર્વત્ર મોક્ષ છે, આ વાત જો કે યથાર્થ છે, તોપણ જ્યા માયાપૂર્વક પરમાત્માનુ દર્શન છે, એવુ જગત વિચારી પગ મૂકવા જેવુ તેને પણ નથી લાગે છે[1] [૧૨૭

* * *

નય અનંતા છે એકેક પદાર્થમા અનત ગુણ–ધર્મ છે તેમા અનતા નય પરિણમે છે, તો એક અથવા બે ચાર નયપૂર્વક બોલી શકાય એવુ ક્યા છે? માટે નયાદિકમા સમતાવાન રહેવુ જ્ઞાનીઓની વાણી 'નય'મા ઉદાસીન વર્તે છે[2]

'સત્' સત્ જ છે, સરળ છે સુગમ છે, સર્વત્ર તેની પ્રાપ્તિ હોય છે પણ 'સત્' ને બતાવનાર 'સત્' જોઇએ [૧૨૮

* * *

[3] . જુનુ મૂક્યા વિના તો છૂટકો જ નથી, અને એ મૂકવા યોગ્ય જ છે એમ દૃઢ કરવુ

માર્ગ સરલ છે, પ્રાપ્તિ દુર્લભ છે [૧૨૯.

* * *

શ્રાસનાના ઉપશમાર્થે[4]. સર્વોત્તમ ઉપાય તો જ્ઞાની પુરુષનો યોગ મળવો તે છે દૃઢ મુમુક્ષુતા હોય અને અમુક કાળસુધી તેવો જોગ મળ્યો હોય તો જીવનુ કલ્યાણ થઈ જાય

[5] "સત્સગ સત્શાસ્ત્રાદિ સબધી[6] જોગ માટે પ્રમાદભાવ કરવો યોગ્ય જ નથી માત્ર પૂર્વેની કોઈ ગાઢી પ્રતિબદ્ધતા હોય તો આત્મા એ વિષયે અપ્રમત્ત હોવો જોઇએ" [૧૩૯

* * *

૧ માટે અમે અસગતાને ઈચ્છીએ કા તમારા સગને ઈચ્છીએ એ યોગ્ય જ છે
૨ તે વાણીને નમસ્કાર હો
૩ સ્વૈચ્છે એટલુ હાવ રો જણાવુ છે કે
૪ તેમનુ વિજ્ઞાપન છે અને તેનો .
૫ તમો બધા . . . ૬ હાવ કેવા (જોગે) વતા છો તે લખશો એ . .

માર્ગની ઇચ્છા જેને ઉત્પન્ન થઈ છે, તેણે બધા વિકલ્પો મૂકીને આ એક વિકલ્પ ફરીફરી સ્મરણ કરવો અવશ્યનો છે —'અનંતકાળથી જીવનું પરિભ્રમણ થયા છતા તેની નિવૃત્તિ કા થતી નથી? અને તે શું કરવાથી થાય?'

આ વાક્યમા અનંત અર્થ સમાયલો છે, અને એ વાક્યમા કહેલી ચિંતના કર્યા વિના, તેને માટે દૃઢ થઈ ઝુર્યા વિના, માર્ગની દિશાનું પણ અલ્પ ભાન થતું નથી, પૂર્વે થયું નથી, અને ભવિષ્યકાળે પણ નહીં થશે.[1]

* * * [૧૪૪

જીવ પોતાને ભૂલી ગયો છે, અને તેથી સત્સુખનો તેને વિયોગ છે, એમ સર્વ ધર્મસમ્મત કહ્યું છે

પોતાને ભૂલી ગયા રૂપ અજ્ઞાન, જ્ઞાન મળવાથી નાશ થાય છે, એમ નિ શક માનવું

જ્ઞાનની પ્રાપ્તિ જ્ઞાની પાસેથી થવી જોઇએ, એ સ્વાભાવિક સમન્વય છે છતા જીવ લોકલજ્જાદિ કારણોથી અજ્ઞાનીનો આશ્રય છોડતો નથી, એ જ અનંતાનુબંધી કષાયનું મૂળ છે

જ્ઞાનની પ્રાપ્તિ જેણે ઇચ્છવી તેણે, જ્ઞાનીની ઇચ્છાએ વર્તવું, એમ જિનાગમાદિ સર્વ શાસ્ત્ર કહે છે પોતાની ઇચ્છાએ પ્રવર્તતા અનાદિ કાળથી રખડ્યો

જ્યાસુધી પ્રત્યક્ષ જ્ઞાનીની ઇચ્છાએ એટલે આજ્ઞાએ નહીં વર્ત્તાય ત્યાસુધી, અજ્ઞાનની નિવૃત્તિ થવી સભવતી નથી

જ્ઞાનીની આજ્ઞાનું આરાધન તે કરી શકે કે જે એક નિષ્ઠાએ તન, મન, ધનથી [પાઠા૦ ધનની] આસક્તિનો ત્યાગ કરી તેની ભક્તિમા જોડાય

જો કે જ્ઞાની ભક્તિ ઇચ્છતા નથી, પરતુ મોક્ષાભિલાષીને તે કર્યા વિના ઉપદેશ પરિણમતો નથી અને મનન તથા નિદિધ્યાસનાદિનો હેતુ થતો નથી, માટે મુમુક્ષુએ [પાઠા૦ મુમુક્ષુને] જ્ઞાનીની ભક્તિ અવશ્ય કર્તવ્ય છે, એમ સત્પુરુષોએ કહ્યું છે.

ઋષભદેવજીએ અઠાણું પુત્રોને ત્વરાથી મોક્ષ થવાનો એ જ ઉપદેશ કર્યો હતો

૧ અમે તો એમ જાણ્યું છે, માટે તમારે સઘળાએ એ જ શોધવાનું છે ત્યાર પછી બીજું શું જાણવું તે જણાય છે

પરિક્ષત રાજાને શુકદેવજીએ એ જ ઉપદેશ કર્યો છે.

અનંતકાળ સુધી જીવ નિજછંદે ચાલી પરિશ્રમ કરે, તોપણ પોતે પોતાથી જ્ઞાન પામે નહીં, પરંતુ જ્ઞાનીની આજ્ઞાનો આરાધક અંતર્મુહૂર્ત્તમાં પણ કેવળજ્ઞાન પામે.

શાસ્ત્રમાં કહેલી આજ્ઞાઓ પરોક્ષ છે, અને તે જીવને અધિકારી થવા માટે કહી છે; મોક્ષ થવા માટે જ્ઞાનીની પ્રત્યક્ષ આજ્ઞા આરાધવી જોઇએ. [૧૪૫.

* * *

સુદૃઢ સ્વભાવથી આત્માર્થનું પ્રયત્ન કરવું.

આત્મકલ્યાણ પ્રાપ્ત થવામાં ઘણું કરીને વારંવાર પ્રબળ પરિસહો આવવાનો સ્વભાવ છે, પણ જો તે પરિસહ શાંત ચિત્તથી વેદવામા આવે છે તો દીર્ઘકાળે થઈ શકવા યોગ્ય એવું કલ્યાણ બહુ અલ્પકાળમા સાધ્ય થાય છે.

[૧] ... એવાં શુદ્ધ આચરણથી વર્ત્તજો કે વિષમ દૃષ્ટિએ જોનાર માણસોમાથી ઘણાને પોતાની તે દૃષ્ટિનો કાળ જતાં પશ્ચાત્તાપ કરવાનો વખત આવે.

ધૈર્ય રાખીને આત્માર્થમાં નિર્ભય રહેજો. નિરાશ ન થતે આત્માર્થમાં પ્રયત્ન કરવું. [૧૪૬.

* * *

પરેચ્છાનુચારીતે શબ્દભેદ નથી. [૧૫૧.

* * *

જ્ઞાનની પરિપક્વ અવસ્થા (દશા) થયે સર્વ પ્રકારે રાગ-દ્વેષની નિવૃત્તિ હોય એમ અમારી માન્યતા છે.

ઇશ્વરેચ્છા પ્રમાણે જે થાય તે થવા દેવું એ ભક્તિમાનને સુખદાયક છે.

* * * [૧૫૪.

[૨] ... પૂર્ણપદને જ્ઞાનીઓ પરમ પ્રેમથી ઉપાસે છે. [૧૫૫.

* * *

[૩] ... ભેદનો ભેદ ટળ્યે વાસ્તવિક સમજાય છે. પરમ અભેદ એવું 'સત્' સર્વત્ર છે. [૧૫૬.

* * *

૧ તમે સૌ. ... ૨ તે ... ૩ એમ તો સમન્વય છે કે ..

"જેને લાગી છે તેનેજ લાગી છે, અને તેણે જ જાણી છે; તે જ 'પિયુ પિયુ' પોકારે છે." [૧૫૭.

* * *

વિરહ પણ સુખદાયક માનવો અતિશય વિરહાગ્નિ–હરિ પ્રત્યેની–જ્વલનાથી સાક્ષાત તેની પ્રાપ્તિ હોય છે; તેમ જ સંતના વિરહાનુભવનું ફળ પણ તે જ છે. . . .[1]

પૂર્ણકામ એવું હરિનું સ્વરૂપ છે; તેને વિષે જેની નિરંતર લય લાગી રહી છે, એવા પુરુષથી ભારતક્ષેત્ર પ્રાયે શૂન્યવત્ થયું છે માયામોહ સર્વત્ર ભળાય છે. કવચિત્ મુમુક્ષુ જોઇએ છીએ, તથાપિ મતાંતરાદિકના કારણોથી તેમને પણ જોગ થવો દુર્લભ થાય છે. [૧૫૯.

* * *

નિ:શંકતાથી નિર્ભયતા ઉત્પન્ન હોય છે, અને તેથી નિ:સંગતા પ્રાપ્ત હોય છે. [૧૬૪.

* * *

જીવ સ્વભાવે (પોતાની સમજણની ભૂલે) દોષિત છે; ત્યાં પછી તેના દોષ ભણી જોવું એ અનુકંપાનો ત્યાગ કરવા જેવું થાય છે અને મોટા પુરુષો તેમ આચરવા ઇચ્છતા નથી.

કળિયુગમાં અસત્સંગથી, અને અણસમજણથી ભૂલ ભરેલે રસ્તે ન દોરાય એમ બનવું બહુ મુશ્કેલ છે. [૧૬૬.

* * *

"સર્વશક્તિમાન હરિની ઇચ્છા સદૈવ સુખરૂપ જ હોય છે અને જેને કાંઇ પણ ભક્તિના અંશો પ્રાપ્ત થયા છે, એવા પુરુષે તો જરૂર એમ જ નિશ્ચય કરવો યોગ્ય છે કે, હરિની ઇચ્છા સદૈવ સુખરૂપ જ હોય છે." [૧૬૭.

* * *

જ્ઞાન તે જ કે અભિપ્રાય એક જ હોય; થોડો અથવા ઘણો પ્રકાશ એક જ.

શાસ્ત્રાદિકના જ્ઞાનથી નિવેડો નથી પણ અનુભવ જ્ઞાનથી નિવેડો છે. [૧૬૯.

* * *

જગતમાં રૂડું દેખાડવા માટે મુમુક્ષુ કંઈ આચરે નહીં, પણ રૂડું હોય તે જ આચરે. [૧૭૭.

* * *

૧ ઇશ્વરેચ્છાથી આપણા સંબંધમાં તેમજ માનશો

જીવને જ્યાસુધી સતનો જોગ ન થાય ત્યાસુધી મતમતાતરમા મધ્યસ્થ રહેવુ યોગ્ય છે [૧૮૦

* * *

' સર્જન જ કરવુ એ સુગમ છે ' [૧૮૨

* * *

અપૂર્વ પોતાથી પોતાને પ્રાપ્ત થવુ દુર્લભ છે જેનાથી પ્રાપ્ત થાય છે, તેનુ સ્વરૂપ ઓળખાવુ દુર્લભ છે અને જીવને ભુલવણી પણ એ જ છે [૧૮૫

* * *

કળિયુગમા સત્સગની પરમ હાનિ થઈ ગઈ છે અધકાર વ્યાપ્ત છે અને તે સત્સગનુ જે અપૂર્વપણુ તેનુ જીવને યથાર્થ ભાન થતુ નથી [૧૮૭

* * *

તૃષાતુરને પાયાની મહેનત કરજો અતૃષાતુરને તૃષાતુર થવાની જિજ્ઞાસા પેદા કરજો જેને તે પેદા ન થાય તેવુ હોય, તેને માટે ઉદાસીન રહેજો[1] [૧૮૮

* * *

જગત્ આત્મરૂપ માનવામા આવે, જે થાય તે યોગ્ય જ માનવામા આવે, પરના દોષ જોવામા ન આવે પોતાના ગુણનુ ઉત્કૃષ્ટપણુ સહન કરવામા આવે, તો જ આ સસારમા રહેવુ યોગ્ય છે બીજી રીતે નહીં [૧૯૧

* * *

"ભગવતને સર્વ સમર્પણ કર્યા શિવાય આ કાળમા જીવનુ દેહાભિમાન મટવુ સભવતુ નથી '

"જે સત્યનુ ધ્યાન કરે છે તે સત્ય હોય છે" [૧૯૪

* * *

વિચાર કરી વસ્તુને ફરીફરીને સમજજો મનથી કરેલો નિશ્ચય સાક્ષાત્ માનવો નહીં જ્ઞાનીથી થયેલો નિશ્ચય જાણીને પ્રવર્તવામા કલ્યાણ છે પછી જેમ ભાવી[2] [૧૯૫

* * *

૧ ઉપાધિ એવી છે કે આ કામ થતુ નથી પરમેશ્વરને નહીં પાવવુ હોય ત્યા શું કરવુ?

૨ સુધાને વિષે અમને સદેહ નથી તમે તેનુ સ્વરૂપ સમજો અને ત્યારે જ રગ છે

"ખરૂં આત્મભાન થાય છે તેને હું અન્યભાવનો અકર્ત્તા છું એવો બોધ ઉત્પન્ન થઈ અહંપ્રત્યયિબુદ્ધિ તે વિલય પામે છે." [૨૩૦.

* * *

અનંતકાળ વ્યવહાર કરવામાં વ્યતિત કર્યો છે. ત્યાં તેવી જંજાળમાં પરમાર્થ વિસર્જન ન કરાય એમ જ વર્ત્તવું, એવો જેનો નિશ્ચય છે તેને તેમ હોય છે, એમ અમે જાણીએ છીએ. [૨૩૧.

* * *

મહાત્માનો દેહ બે કારણને લઈને વિદ્યમાન પણે વર્ત્તે છે, પ્રારબ્ધકર્મ ભોગવવાને અર્થે, જીવોના કલ્યાણના અર્થે, તથાપિ એ બન્નેમા તે ઉદાસપણે ઉદય આવેલી વર્ત્તનાએ વર્ત્તે છે એમ જાણીએ છીએ. [૨૩૫.

* * *

જેની પ્રાપ્તિ પછી અનંતકાળનુ યાચકપણું મટી સર્વકાળને માટે અયાચકપણુ પ્રાપ્ત હોય છે એવો જો કોઈ હોય તો તે તરણ તારણ જાણીએ છીએ. તેને ભજો.

મોક્ષ તો આ કાળને વિષે પણ પ્રાપ્ત હોય અથવા પ્રાપ્ત થાય છે પણ તે મુક્તપણાનું દાન આપનાર એવા પુરુષની પ્રાપ્તિ પરમ દુર્લભ છે અર્થાત્ મોક્ષ દુર્લભ નથી, દાતા દુર્લભ છે. [૨૩૮.

* * *

[૧]ઉપાધિને વિષે વિક્ષેપરહિતપણે વર્ત્તવું, એ વાત અત્યંત વિકટ છે. જે વર્ત્તે છે તે થોડા કાળને વિષે પરિપકવ સમાધિરૂપ હોય છે. [૨૪૦.

* * *

જગત્ જ્યાં સૂવે છે ત્યાં જ્ઞાની જાગે છે, જ્ઞાની જાગે છે ત્યાં જગત્ સૂવે છે, એમ શ્રીકૃષ્ણ કહે છે. [૨૪૧.

* * *

અસત્સંગમાં ઉદાસીન રહેવા માટે જીવને વિષે અપ્રમાદપણે નિશ્ચય થાય છે ત્યારે 'સત્જ્ઞાન' સમજાય છે. તે પહેલાં પ્રાપ્ત થએલ બોધને ઘણા પ્રકારના અતરાય રહ્યા હોય છે.

જગત્ અને મોક્ષનો માર્ગ એ બે એક નથી; જેને જગતની ઇચ્છા-રૂચિ-ભાવના તેને મોક્ષને વિષે અનિચ્છા-અરૂચિ-અભાવના હોય એમ જણાય છે. [૨૪૨.

* * *

૧ પત્રો પ્રાપ્ત થયેલ છે, અત્ર ઉપાધિનામે પ્રા... દૂઢયપણે છે.

"જે ઉપાર્જિત કર્મ ભોગવતાં ઘણો વખત ભાવિમાં વ્યતીત થશે, તે બળવાન પણે ઉદયમાં વર્તી ક્ષયપણાને પામતાં હોય તો તેમ થવા દેવા યોગ્ય છે."

વ્યવહારિક પ્રસંગ સંબંધી ચોતરફથી ચિંતા ઉત્પન્ન થાય એવા કારણો જોઇને પણ નિર્ભયના આશ્રય રાખવા યોગ્ય છે. માર્ગ એવો છે. [૨૪૩.

* * *

'સત્' એક પ્રદેશ પણ અસમીપ નથી, તથાપિ તે પ્રાપ્ત થવાને વિષે લોક પ્રમાણે પ્રત્યેક એવા અનંત અંતરાય રહ્યા છે. જીવને કર્તવ્ય એ છે કે અપ્રમત્તપણે તે 'સત્'નું શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવાનો અખંડ નિશ્ચય રાખવો. [૨૫૦.

* * *

જે જે પ્રકારે આત્મા આત્મભાવ પામે તે તે પ્રકાર ધર્મના છે. આત્મા જે પ્રકારે અન્યભાવ પામે તે પ્રકાર અન્યરૂપ છે ધર્મરૂપ નથી.

જીવે ધર્મ પોતાની કલ્પના વડે અથવા કલ્પનાપ્રાપ્ત અન્ય પુરુષ વડે શ્રવણ કરવા જોગ, મનન કરવા જોગ, કે આરાધવા જોગ નથી. માત્ર આત્મસ્થિતિ છે જેની, એવા સત્પુરુષથી જ આત્મા કે આત્મધર્મ શ્રવણ કરવા જોગ છે, યાવત આરાધવા જોગ છે. [૨૫૧.

* * *

"જે જે કાળે જે પ્રારબ્ધ ઉદય આવે તે તે વેદન કરવું એ જ્ઞાની પુરુષોનું સનાતન આચરણ છે."

"એકવાર એક તણખલાના બે ભાગ કરવાની ક્રિયા કરી શકવાની શક્તિ પણ ઉપશમ થાય, ત્યારે જે ઇશ્વરેચ્છા હશે તે થશે." [૨૫૨.

* * *

પ્રગટ આત્મસ્વરૂપ અવિચ્છિન્નપણે ભજવા યોગ્ય છે.

એકેંદ્રિયનું એકાવતારીપણું અપેક્ષાએ જાણવા યોગ્ય છે. [૨૫૩.

* * *

લોકવ્યાપક એવા અંધકારને વિષે સ્વએ કરી પ્રકાશિત એવા જ્ઞાની પુરુષ જ યથાતથ્ય દેખે છે. [૨૫૫.

* * *

જ્ઞાનીનો દેહ ઉપાર્જન કરેલાં એવાં પૂર્વકર્મ નિવૃત્ત કરવા અર્થે અને અન્યની અનુકંપાને અર્થે હોય છે.

જેને વિષે સત્સ્વરૂપ વર્ત્તે છે, એવા જે જ્ઞાની તેને વિષે લોકસ્પૃહાદિનો ત્યાગ કરી, ભાવે પણ જે આશ્રિતપણે વર્ત્તે છે, તે નિકટપણે કલ્યાણને પામે છે. એમ જાણીએ છીએ.

કાળનું કળિસ્વરૂપ વર્તે છે; તેને વિષે જે અવિષમપણે, માર્ગની જિજ્ઞાસાએ કરી, બાકી બીજા જે અન્ય જાણવાના ઉપાય તે પ્રત્યે ઉદાસીનપણે વર્તતો પણ જ્ઞાનીના સમાગમે રહે છે તે અત્યંત નિકટપણે કલ્યાણ પામે છે. એમ જાણીએ છીએ

"ધીરજનો ત્યાગ કરવાને વિષે જતી એવી જે મતિ તે રોકવા યોગ્ય છે." [૨૫૬.

* * *

"જીવને સ્વસ્વરૂપ જાણ્યા શિવાય છૂટકો નથી. ત્યાંસુધી યથાયોગ્ય સમાધિ નથી. તે જાણવા માટે ઉત્પન્ન થવાયોગ્ય મુમુક્ષુતા અને જ્ઞાનીનું ઓળખાણ એ છે. જ્ઞાનીને જે યથાયોગ્યપણે ઓળખે છે તે જ્ઞાની થાય છે,–ક્રમે કરી જ્ઞાની થાય છે" [૨૫૭.

* * *

કોઈ પણ પ્રકારની આકુળતા વિના વૈરાગ્યભાવનાએ, વીતરાગભાવે, જ્ઞાની વિષે પરમ ભક્તિભાવે, સત્શાસ્ત્રાદિક અને સત્સંગનો પરિચય કરવો [1] . . યોગ્ય છે.

કોઈ પણ પ્રકારની પરમાર્થ સબંધે મનથી કરેલા સકલ્પ પ્રમાણે ઇચ્છા કરવી નહીં, અર્થાત્ કોઈ પણ પ્રકારના દિવ્યતેજયુક્ત પદાર્થો ઇત્યાદિ દેખાવા વિગેરેની ઇચ્છા, મન કલ્પિત ધ્યાનાદિ એ સર્વ સંકલ્પની જેમ અને તેમ નિવૃત્તિ કરવી. [૨૫૮.

* * *

આત્મા એક છે કે અનેક છે, કર્ત્તા છે, કે અકર્ત્તા છે, જગતનો કોઈ કર્ત્તા છે કે જગત સ્વત છે, એ વગેરે ક્રમે કરીને સત્સગે સમજવા યોગ્ય છે.[2]

સમ્યક્પ્રકારે જ્ઞાનીને વિષે અખડ વિશ્વાસ રાખવાનું ફળ નિશ્ચયે મુક્તપણું છે.

"બંધ મોક્ષની યથાર્થ વ્યવસ્થા જે દર્શનને વિષે યથાર્થપણે કહેવામાં

૧ હાલ તો.
૨ એમ જાણીને પત્રવાટે તે વિષે હાલ લખવામાં આવ્યું નથી

આવી છે તે દર્શન નિકટ મુક્તપણાનુ કારણ છે, અને એ યથાર્થ વ્યવસ્થા કહેવાને યોગ્ય[1] . . . શ્રી તીર્થંકર દેવ છે ” [૨૬૫.

* * *

ઓછો પ્રમાદ થવાનો ઉપયોગ એ જીવને માર્ગના વિચારમાં સ્થિતિ કરાવે છે, એ વાત ફરીફરી વિચારી તે પ્રયત્ન[2] . કોઈ પ્રકારે કરવુ ઘટે છે એ વાત ભૂલવા જેવ્ય નથી [૨૬૮

* * *

સ્વરૂપ સહજમાં છે જ્ઞાનીના ચરણ સેવન વિના અનતકાળ સુધી પણ પ્રાપ્ત ન થાય એવુ વિકટ પણ છે. [૨૭૦.

* * *

આરભ, પરિગ્રહ, અસત્સગ આદિ કલ્યાણને પ્રતિબંધ કરનારા કારણોનો જેમ બને તેમ ઓછો પરિચય થાય, તથા તેમા ઉદાસીનતા પ્રાપ્ત થાય, તે વિચાર[3] . મુખ્યપણે રાખવાયોગ્ય છે. [૨૭૭.

* * *

"જેમ બને તેમ અપ્રમત્તતાને, પરસ્પરના સમાગમને, નિવૃત્તિના ક્ષેત્રને અને પ્રવૃત્તિના ઉદાસીનપણાને આરાધવા "

સર્વ પરમાર્થના સાધનમા પરમસાધન તે સત્સંગ છે—સત્પુરુષના ચરણ સમીપનો નિવાસ છે. બધા કાળમા તેનુ દુર્લભપણુ છે અને આવા વિષમકાળમા તેનુ અત્યત દુર્લભપણુ જ્ઞાની પુરુષોએ જાણ્યુ છે

જેટલુ બને તેટલુ પ્રવૃત્તિમાથી વિરક્તપણુ રાખવુ.

સત્પુરુષના ચરિત્રો અને માર્ગાનુસારી ( સુદરદાસ, પ્રીતમ, અખા, કબીર આદિ ) જીવોના વચનો અને જેનો ઉદ્દેશ આત્માને મુખ્ય કહેવા વિષે છે, એવા ગ્રથનો પરિચય રાખવો અને સૌ સાધનોમા મુખ્ય સાધન એવા શ્રી સત્પુરુષનો સમાગમ ગણવો. [૨૭૮.

* * *

"ચારિત્ર ( ચારિત્ર શ્રી જિનના અભિપ્રાયમા શુ છે ? તે વિચારી સમવસ્થાન થવુ ) દશા સબધી અનુપ્રેક્ષા કરવાથી જીવમા સ્વસ્થતા ઉત્પન્ન

૧ જો કોઈ અમે વિશેષપણે માનતા હોઈએ તો તે . ૨ લા ̃ પણ . ૩ દાન

થાય છે, તે વિચારે કરી ઉત્પન્ન થયેલી ચારિત્રપરિણામ સ્વભાવરૂપ સ્વસ્થતા વિના જ્ઞાન અફળ છે, એવો જે જિનનો અભિમત તે અવ્યાબાધ સત્ય છે ” [૨૮૧

* * *

જેમ બને તેમ સત્સગના જોગને ઇચ્છવો અને પોતાના દોષને જોવા યોગ્ય છે [૨૮૫

* * *

સંસાર સ્પષ્ટ પ્રીતિથી કરવાની ઇચ્છા થતી હોય તો તે પુરુષે જ્ઞાનીના વચન સાભળ્યા નથી અથવા જ્ઞાનીપુરુષના દર્શન પણ તેણે કર્યાં નથી એમ તીર્થંકર કહે છે

જેની કેડનો ભગ થયો છે તેનુ પ્રાયે બધુ બળ પરિક્ષીણપણાને ભજે છે જેને જ્ઞાનીપુરુષના વચનરૂપ લાકડીનો પ્રહાર થયો છે ને પુરુષને વિષે તે પ્રકારે સસારસબધી બળ હોય છે, એમ તીર્થંકર કહે છે.

જ્ઞાનીપુરુષને જોયા પછી સ્ત્રીને જોઇ જો રાગ ઉત્પન્ન થતો હોય તો જ્ઞાનીપુરુષને જોયા નથી એમ તમે જાણો

જ્ઞાનીપુરુષના વચનો સાભળ્યા પછી સ્ત્રીનુ સજીવન શરીર અજીવન પણે ભાસ્યા વિના રહે નહીં

ખરેખર પૃથ્વીનો વિકાર ધનાદિ સપત્તિ ભાસ્યા વિના રહે નહીં

જ્ઞાનીપુરુષ શિવાય તેનો આત્મા બીજે ક્યાય પણ ક્ષણવાર સ્થાયી થવાને વિષે ઇચ્છે નહીં

એ આદિ વચનો તે પૂર્વે જ્ઞાનીપુરુષો માર્ગાનુસારી પુરુષને બોધતા હતા. જે જાણીને-સાભળીને તે સરળ જીવો આત્માને વિષે અવધારતા હતા

પ્રાણત્યાગ જેવા પ્રસગને વિષે પણ તે વચનોને અપ્રધાન ન કરવા યોગ્ય જાણતા હતા-વર્ત્તતા હતા

[1]. જીવમા ક્લેશ પામ્યા વિના જેટલો બને તેટલો આત્મા સબધી અભ્યાસ વધારવાનો વિચાર કરજો.

સર્વેથી સ્મરણજોગ વાત ઘણી છે, તથાપિ સંસારમા સાવ ઉદાસીનતા, પરના અલ્પ ગુણમા પણ પ્રીતિ, પોતાના અલ્પ દોષને વિષે પણ અત્યત ક્લેશ, દોષના વિલયમાં અત્યત વીર્યનું સ્ફુરવુ. એ વાતો સત્સંગમા અખડ

૧ તમ સર્વ મુમુક્ષુભાઇઓને અમારા ભક્તિભાવે નમસ્કાર પોચે. અમારો આપો ઉપાધિ જોગ જોઈ . . .

એક શરણાગતપણે ધ્યાનમાં રાખવા યોગ્ય છે. જેમ બને તેમ નિવૃત્તિ-કાળ, નિવૃત્તિ-ક્ષેત્ર, નિવૃત્તિ-દ્રવ્ય અને નિવૃત્તિ-ભાવને ભજજો તીર્થંકર ગૌતમ જેવા જ્ઞાનીપુરુષને પણ સંબોધતા હતા કે, સમય માત્ર પણ પ્રમાદ યોગ્ય નથી

* * * [૨૮૮.

"જ્ઞાનીપુરુષપ્રત્યે અભિન્ન બુદ્ધિ થાય, એ કલ્યાણ વિષેનો મોટો નિશ્ચય છે, એવો સર્વ મહાત્મા પુરુષોનો અભિપ્રાય જણાય છે."

"જ્ઞાનીપુરુષપ્રત્યેનો ભિન્નભાવ સાવ ટાળવો યોગ્ય છે." [૩૦૯.

* * *

દ્રવ્યથી દ્રવ્ય મળતું નથી, એમ જાણનારને કંઇ કર્ત્તવ્ય કહી શકાય નહીં, પણ તે ક્યારે ? સ્વદ્રવ્ય દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવે યથાવસ્થિત સમજાયે, સ્વ-દ્રવ્યસ્વરૂપ પરિણામે પરિણમી અન્ય દ્રવ્ય પ્રત્યે કેવળ ઉદાસ થઇ, કૃતકૃત્ય થયે કંઇ કર્ત્તવ્ય રહેતું નથી એમ ઘટે છે, અને એમજ છે. [૩૧૦.

* * *

જીવનું મૂઢપણું ફરીફરી, ક્ષણેક્ષણે, પ્રસંગે પ્રસંગે, વિચારવામાં જો સચેતનપણુ ન રાખવામાં આવ્યુ, તો આવો જોગ બન્યો છે, તે પણ વૃથા છે.

* * * [૩૧૨

"કવિતા કવિતાર્થે આરાધવા યોગ્ય નથી, સસારાર્થે આરાધવાયોગ્ય નથી, ભગવદ્‌ભજનાર્થે-આત્મકલ્યાણાર્થે-જો તેનું પ્રયોજન થાય તો જીવને તે ગુણની ક્ષયોપસમતાનુ ફળ છે."

"જે વિદ્યાથી ઉપશમ ગુણ પ્રગટયો નહીં, વિવેક આવ્યો નહીં, કે સમાધિ થઈ નહીં; તે વિદ્યાને વિષે રૂડા જીવે આગ્રહ કરવો યોગ્ય નથી."

* * * [૩૧૪.

"આત્માને વારંવાર સંસારનું સ્વરૂપ કારાગૃહ જેવું ક્ષણેક્ષણે ભાસ્યા કરે, એ મુમુક્ષુતાનું મુખ્ય લક્ષણ છે."

"જીવને વૈરાગ્ય આવતા છતાં પણ જે તેનું અત્યત શિથિલપણું-ઢીલાપણુ છે તે ટાળતા તેને અત્યત વસમું લાગે છે અને ગમે તે પ્રકારે પણ એ જ ટાળવા યોગ્ય છે." [૩૨૧.

* * *

જેમ વૈરાગ્ય ઉપશમનું વર્ધમાનપણું થાય તેમ[૧] . . . કર્ત્તવ્ય છે.

* * * [૩૨૫

૧ હાલ તો . . .

વૈરાગ્ય ઉપશમનું બળ વધે, તે પ્રકારનો સત્સંગ–સત્શાસ્ત્રનો પરિચય કરવો એ જીવને પરમ હિતકારી છે. બીજો પરિચય જેમ બને તેમ નિવર્ત્તન યોગ્ય છે. [૩૨૮.

* * *

જેમ આત્મબળ અપ્રમાદિ થાય તેમ સત્સંગ–સદ્વાંચનનો પ્રસંગ નિત્ય પ્રત્યે કરવા યોગ્ય છે. તેને વિષે પ્રમાદ કર્ત્તવ્ય નથી.—અવશ્ય એમ કર્ત્તવ્ય નથી.

* * * [૩૩૧.

"ત્યાગ, વૈરાગ્ય અને ઉપશમ ગુણ . . . જ્યાંસુધી જીવને વિષે સ્થિરતા પામશે નહીં, ત્યાંસુધી આત્મસ્વરૂપનો વિચાર જીવથી યથાર્થ પણે થવો કઠણ છે,"

"'આત્મારૂપી છે?' 'અરુપી છે?' એ આદિ વિકલ્પ તે પ્રથમમાં જે જે વિચારાય છે તે કલ્પના જેવા છે. જીવ કંઈક પણ ગુણ પામીને જો શીતળ થાય, તો પછી તેને વિશેષ વિચાર કર્ત્તવ્ય છે."

"આત્મદર્શનાદિ પ્રસંગ તીવ્ર મુમુક્ષુપણું ઉત્પન્ન થયા પહેલાં ઘણું કરીને કલ્પિતપણે સમજાય છે." [૩૩૩.

* * *

જો કોઈ પણ પ્રકારે બને તો આ ત્રાસરૂપ સંસારમાં વધતો વ્યવસાય ન કરવો; સત્સંગ કરવો યોગ્ય છે. [૩૩૫.

* * *

સમ [પાઠાં૰ શમ], સંવેગ, નિર્વેદ, આસ્થા અને અનુકંપા ઇત્યાદિક સદ્ગુણોથી યોગ્યતા મેળવવી અને કોઈ વેળા મહાત્માના યોગે તે ધર્મ મળી રહેશે.

સત્સંગ, સત્શાસ્ત્ર અને સદ્વૃત્ત એ ઉત્તમ સાધન છે. [૩૩૮.

* * *

[૧] . . . પ્રભાતમાં વહેલા ઉઠવાનો પરિચય રાખજો.

એકાંતમાં સ્થિર બેસવાનો પરિચય રાખજો.

માયા એટલે 'જગત્–લોક'નું જેમાં વધારે વર્ણન કર્યું છે એવાં પુસ્તકો વાંચવા કરતાં જેમાં સત્પુરુષનાં ચરિત્રો અથવા વૈરાગ્યકથા વિશેષ કરીને રહી છે તેવાં પુસ્તકોનો ભાવ રાખજો. [૩૩૯.

* * *

૧ અને . . .

૧

જે વડે વૈરાગ્યની વૃદ્ધિ થાય તે વાંચન વિશેષ કરીને રાખવું.

મતમતાંતરનો ત્યાગ કરવો અને જેથી મતમતાંતરની વૃદ્ધિ થાય તેવુ વાંચન લેવું નહીં

અસત્સંગાદિકમાં રુચી ઉત્પન્ન થતી મટવાનો વિચાર વારંવાર કરવો યોગ્ય છે. [૩૪૦.

* * *

"જ્ઞાને કરીને આત્મામાં ઉત્પન્ન થયેલો એવો નિશ્ચય બદલાતો નથી, કે સર્વસંગ મોટા આશ્રવ છે. ચાલતાં, જોતાં, પ્રસંગ કરતાં, સમયમાત્રમા નેજભાવને વિસ્મરણ કરાવે છે, અને તે વાત કેવળ પ્રત્યક્ષ જોવામાં આવી છે, આવે છે, અને આવી શકે તેવી છે." [૩૫૬.

* * *

જે પ્રારબ્ધ વેદ્યા વિના બીજો કોઇ ઉપાય નથી, તે પ્રારબ્ધ જ્ઞાનીને પણ વેદવું પડે છે. જ્ઞાની અંતસુધી આત્માર્થનો ત્યાગ કરવા ઇચ્છે નહી એટલુ ભિન્નપણું જ્ઞાનીને વિષે હોય એમ મોટા પુરુષોએ કહ્યુ છે તે સત્ય છે.

* * * [૩૫૮

[1]વારંવાર વિચાર કરવાથી, જાગૃતિ રાખવાથી જેમાં પચવિષયાદિનુ અશુચિસ્વરૂપ વર્ણવ્યું હોય એવાં શાસ્ત્રો અને સત્પુરુષોનાં ચરિત્રો વિચારવાથી તથા કાર્યે કાર્યે લક્ષ રાખી પ્રવૃર્ત્તવાથી જે કઇ ઉદાસભાવના થવી ઘટે તે થશે. [૩૫૯

* * *

"શ્રી જિન જેવા જન્મત્યાગી પણ છોડીને ચાલી નીકળ્યા એવા ભયના હેતુરૂપ ઉપાધિયોગની નિવૃત્તિ આ પામર જીવ કરતાં કરતા કાળ વ્યતીત કરશે તો અશ્રેય થશે." [૩૬૧

* * *

જે પ્રકારે બંધનથી છૂટાય તે પ્રકારે પ્રવર્ત્તવું એ હિતકારી કાર્ય છે બાહ્યપરિચયને વિચારી વિચારીને નિવૃત્ત કરવો એ છૂટવાનો એક પ્રકાર છે. જીવ આ વાત જેટલી વિચારશે તેટલો જ્ઞાનીપુરુષનો માર્ગ સમજવાનો સમય સમીપ પ્રાપ્ત થશે. [૩૬૪

* * *

૧ તમે પત્રમાં જે કંઇ લખ્યુ છે તે પર . . .

જન્મ, જરા મરણાદિ દુખે કરી સમસ્ત સસાર અશરણ છે સર્વ પ્રકારે જેણે તે સસારની આસ્થા તજી તે જ નિર્ભય થયા છે અને આત્મ-સ્વભાવને પામ્યા છે વિચાર વિના તે સ્થિતિ જીવને પ્રાપ્ત થઈ શકતી નથી અને સગના મોહે પરાધીન એવા આ જીવને વિચાર પ્રાપ્ત થવો દુર્લભ છે [૩૬૫

* * *

આત્મવીર્ય પ્રવર્ત્તાવવામા અને સકોચવામા બહુ વિચાર કરી પ્રવર્તવુ ઘટે છે [૩૬૮

* * *

સર્વ કરતા જેમા અધિ. સ્નેહ રહ્યા કરે છે એવી આ કાયા તે રોગ, જરાદિથી સ્વાત્માને જ દુ ખરૂપ થઇ પડે છે તો પછી તેથી દૂર એવા ધનાદિ-થી જીવને તથારૂપ ( યથાયોગ્ય ) સુખવૃત્તિ થાય એમ માનતા વિચારવાનની બુદ્ધિ જરૂર ક્ષોભ પામવી જોઇએ અને કોઇ બીજા વિચારમા જવી જોઇએ. એવો જ્ઞાની પુરુષોએ નિર્ણય કર્યો છે તે યથાતથ્ય છે [૩૬૯

* * *

શરણ (આશ્રય) અને નિશ્ચય કર્ત્તવ્ય છે.
અધીરજથી ખેદ કર્ત્તવ્ય નથી
ચિત્તને દેહાદિ ભયનો વિક્ષેપ પણ કરવો યોગ્ય નથી
અસ્થિર પરિણામ ઉપશમાવવા યોગ્ય છે. [૩૭૪.

* * *

વિચારવાનને દેહ છૂટવા સબધી હર્ષ-વિષાદ ઘટે નહીં
આત્મપરિણામનુ વિભાવપણુ તે જ હાનિ અને તે જ મુખ્ય મરણ છે
સ્વભાવ સન્મુખતા, તથા તેની દૃઢ [પાઠા-તેવી] ઇચ્છા પણ તે હર્ષ-વિષાદ ટાળે છે [૩૭૫

* * *

નહીં ઇચ્છવામા આવતા છતા જીવને ભોગવવુ પડે છે એ પૂર્વકર્મનો સબધ યથાર્થ સિદ્ધ કરે છે [1] . . . [૩૭૭

* * *

સત્સમાગમ અને સત્શાસ્ત્રના લાભને ઇચ્છતા એવા મુમુક્ષુઓને આરભ, પરિગ્રહ અને રસસ્વાદાદિ પ્રતિબધ સક્ષેપ કરવા યોગ્ય છે, એમ શ્રી જિનાદિ મહાપુરુષોએ કહ્યુ છે.

૧ એજ વિનતિ

જ્યાંસુધી પોતાના દોષ વિચારી સંક્ષેપ કરવાને પ્રવૃત્તમાન ન થવાય ત્યાંસુધી, સત્પુરુષનો કહેલો માર્ગ પરિણામ પામવો કઠણ છે. આ વાતપર મુમુક્ષુ જીવે વિશેષ વિચાર કરવો ઘટે છે. [૩૮૩.

* * *

"કોઈપણ કામની નિરાશા ઇચ્છવી; પરિણામે પછી જેટલી સિદ્ધિ થઈ તેટલો લાભ, એમ કરવાથી સંતોષી રહેવાશે." [૩૬.

* * *

"શુદ્ધઉપયોગની જો પ્રાપ્તિ થઈ તો પછી તે સમયેસમયે પૂર્વોપાર્જિત મોહનીય (કર્મ) ને ભસ્મિભૂત કરી શકશે. આ અનુભવગમ્ય પ્રવચન છે." [૩૭.

* * *

નિરંતર નિર્ભયપણાથી રહિત એવા આ ભ્રાંતિરૂપ સસારમાં વીતરાગત્વ એ જ અભ્યાસવાયોગ્ય છે. નિરંતર નિર્ભયપણે વિચરવું એ જ શ્રેયસ્કર છે, તથાપિ કાળની અને કર્મની વિચિત્રતાથી પરાધીનપણે આ . . . કરીએ છીએ.

જેનું અપાર મહાત્મ્ય છે એવી તીર્થંકરદેવની વાણીની ભક્તિ કરો. [૭૨.

* * *

આત્મભાવે જગતમાં વર્તો અને અંતરંગમાં એકાંત શીતલીભૂત-નિર્લેપ રહો[1] . . . [૭૮.

* * *

"ગમ પડ્યા વિના આગમ અનર્થકારક થઈ પડે છે."

"સત્સગ વિના ધ્યાન તે તરંગરૂપ થઈ પડે છે."

"સંત વિના અંતની વાતમાં અત પમાતો નથી."

"લોકસંજ્ઞાથી લોકાગ્રે જવાતું નથી."

"લોકત્યાગ વિના વૈરાગ્ય યથાયોગ્ય સ્થિતિ પામવો દુર્લભ છે." [૮૩.

* * *

[2] . . . જ્યાંસુધી આત્મા આત્મભાવથી અન્યથા એટલે દેહભાવે વર્તશે, હું કરૂં છઉં એવી બુદ્ધિ કરશે, હું રિદ્ધિ ઇત્યાદિકે અધિક છઉં એમ માનશે, શાસ્ત્રને જાળરૂપે સમજશે, મર્મને માટે મિથ્યામોહ કરશે. ત્યાંસુધી તેની શાંતિ થવી દુર્લભ છે.[3]

* * *

1 એ જ માન્યતા અને બોધના છે

2 તમારૂં સંયોગ ભરેલું પત્ર મળ્યું. પત્રોથી અધિક શું જણાવું

3 ઘણે સ્થળેથી વાંચ્યું હોય, સૂણ્યું હોય તોપણ આ ...

"જો કોઈ પણ પ્રકારે બને તો આ ત્રાસરૂપ સંસારમાં વધતો જતો વ્યવસાય ન કરવો, સત્સગ કરવો યોગ્ય છે."

[1] . . . જીવને મૂળપણે જોતાં જો મુમુક્ષુતા આવી હોય તો નિત્ય-પ્રત્યે તેનુ સસારબળ ઘટ્યા કરે છે

સસારમાં ધનાદિ ઘટે કે નહીં, તે અનિયત છે, પણ સસાર પ્રત્યે જીવની જે ભાવના, તે મોળી પડ્યા કરે–અનુક્રમે નાશ પામવા યોગ્ય થાય; આ કાળમા એ વાત ઘણુકરી જોવામા આવતી નથી.

કોઈ જુદા સ્વરૂપમા મુમુક્ષુ અને જુદા સ્વરૂપમા મુનિ વગેરે જોઈ વિચાર થાય છે, કે આવા સગે કરી જીવની ઉર્ધ્વદશા થવી ઘટે નહીં, પણ અધમદશા થવી ઘટે. વળી સત્સગનો કઈ પ્રસગ થયો છે એવા જીવની વ્યવસ્થા પણ કાળદોષથી પલટતા વાર લાગતી નથી. [૩૩૫

* * *

"જે રાગદ્વેષાદિ પરિણામ અજ્ઞાન વિના સભવતા નથી, તે રાગદ્વેષાદિ પરિણામ છતા જીવનમુક્તપણુ સર્વથા માનીને જીવનમુક્ત દશાની જીવ આસાતના કરે છે[2] સર્વથા રાગદ્વેષ પરિણામનુ પરિક્ષીણપણુ જ કર્ત્તવ્ય છે"

* * * [૩૬૧.

'નિમિત્તવાસી આ જીવ છે' એવું એક સામાન્ય વચન છે, તે સગ–પ્રસગથી થતી જીવની પરિણતી વિષે જોતા પ્રાયે સિદ્ધાતરૂપ લાગી શકે છે

* * * [૩૮૮

સમસ્ત વિશ્વ ઘણુ કરીને પરકથા તથા પરવૃત્તિમા વહ્યુ જાય છે, તેમાં રહી સ્થિરતા ક્યાથી પ્રાપ્ત થાય?

આવા [પાઠા૦ એવા] અમૂલ્ય મનુષ્યપણાનો એક સમય પણ પર-વૃત્તિએ જવા દેવો યોગ્ય નથી અને કઈ પણ તેમ થયા કરે છે તેનો ઉપાય કઈ વિશેષે કરી ગવેષવાયોગ્ય છે.

જ્ઞાનીપુરુષનો નિશ્ચય થઈ અતર્ભેદ ન રહે તો આત્મપ્રાપ્તિ સાવ સુલભ છે, એવુ જ્ઞાની પોકારી ગયા છતા કેમ લોકો ભૂલે છે? [૩૯૩

* * *

કરવાયોગ્ય કંઈ કહ્યુ હોય તે વિસ્મરણયોગ્ય ન હોય એટલો ઉપયોગ કરી ક્રમે કરીને પણ તેમા અવશ્ય પરિણતિ કરવી ઘટે.

૧ મને એમ લાગે છે કે . . . ૨ એમ વર્તે છે

ત્યાગ, વૈરાગ્ય, ઉપશમ અને ભક્તિ મુમુક્ષુ જીવે સહજ સ્વભાવરૂપ કરી મૂક્યા વિના આત્મદશા કેમ આવે ? પણ શિથિલપણાથી, પ્રમાદથી એ વાત વિસ્મૃત થઈ જાય છે.

* * *

"ન ગમતું એવું ક્ષણવાર કરવાને પણ કોઈ ઇચ્છતું નથી, તથાપિ તે કરવું પડે છે એ એમ સૂચવે છે કે પૂર્વકર્મનું નિબંધન અવશ્ય છે."

"અવિકલ્પ સમાધિનું ધ્યાન ક્ષણવાર પણ મટતુ નથી, તથાપિ અનેક વર્ષો થયાં વિકલ્પરૂપ ઉપાધિને આરાધ્યા જઇએ છીએ."

"જ્યાંસુધી સસાર છે ત્યાંસુધી, કોઈ જાતની ઉપાધિ હોવી તો સભવે છે, તથાપિ 'અવિકલ્પ સમાધિ'માં સ્થિત એવા જ્ઞાનીને તો તે ઉપાધિ પણ અબાધ છે અર્થાત્ સમાધિ જ છે."

"પૂર્વે નિબધન જે જે પ્રકારે ઉદય આવે તે તે પ્રકારે . . . અનુક્રમે કર્યા જવાં, એમ કરવું યોગ્ય લાગે છે."

"ગમે તેટલા થોડા અંશે પ્રવર્ત્તાય તોપણ તેમ પ્રવર્ત્તવાનો અભ્યાસ રાખજો."

"કોઈ પણ કામના પ્રસગમાં વધારે શોચમાં પડવાનો અભ્યાસ ઓછો કરજો. એમ કરવું અથવા થવું એ જ્ઞાનીની અવસ્થામાં પ્રવેશ કરવાનું દ્વાર છે." [૪૦૦.

* * *

શ્રી વેદાંતે નિરૂપણ કરેલાં એવાં મુમુક્ષુ જીવનાં લક્ષણો તથા શ્રી જિને નિરૂપણ કરેલાં એવાં સમ્યક્દૃષ્ટિ જીવના લક્ષણો સાંભળવાયોગ્ય છે, (તથારૂપ યોગ ન હોય તો વાંચવાયોગ્ય છે) વિશેષપણે મનન કરવાયોગ્ય છે, આત્મામાં પરિણામી કરવાયોગ્ય છે.

પોતાનું ક્ષયોપશમ બળ ઓછું જાણીને, અહંમ-મમતાદિનો પરાભવ થવાને નિત્ય પોતાનું ન્યૂનપણું દેખવું.

વિશેષ સંગ-પ્રસંગ સંક્ષેપવા યોગ્ય છે[1] . . . [૪૦૩.

* * *

"જે ભૂમિકામાં જે ઘટે નહીં તે જીવ કરે તો તે ભૂમિકાનો સહેજે ત્યાગ થાય."

"ગમે તેટલું દુઃખ હોય છતાં તેને ધીરજથી વેદવું જોઇએ"

૧ એજ વિનંતિ.

"પ્રાણ જવા જેવી વિષમ અવસ્થાએ પણ તમને નિષ્કામતા જ રાખવી ઘટે છે." [૪૦૫.

* * *

"અનેક વર્ષો થયા વિકલ્પરૂપ ઉપાધિને આરાધ્યા જઈએ છીએ."

"પૂર્ણજ્ઞાની શ્રી ઋષભાદિ પુરુષોને પણ પ્રારબ્ધોદય ભોગવ્યે ક્ષય થયો છે; તો . . . તે પ્રારબ્ધોદય ભોગવવો જ પડે એમાં સંશય નથી." [૪૦૬.

* * *

"વૈરાગ્યવાન હોય તેનો સમાગમ કેટલાક પ્રકારે આત્મભાવની ઉન્નતિ કરે છે." [૪૦૭.

* * *

જે જે પ્રકારે પરદ્રવ્ય ( વસ્તુ )નાં કાર્યનું સંક્ષેપપણું થાય, નિજદોષ જોવાનો દૃઢ લક્ષ રહે અને સત્સમાગમ, સત્શાસ્ત્રને વિષે વર્ધમાન પરિણતિએ પરમભક્તિ વર્ત્યા કરે, તે પ્રકારની આત્મતા કર્યા જતાં તથા જ્ઞાનીનાં વચનોને વિચાર કરવાથી દશાવિશેષતા પામતાં, યથાર્થ સમાધિને યોગ્ય થાય એવે લક્ષ રાખશો[1] . . . [૪૧૦

* * *

"સર્વ પ્રકારના ભયને રહેવાના સ્થાનકરૂપ આ સંસારને વિષે માત્ર એક વૈરાગ્ય જ અભય છે." [૪૧૬

* * *

અસંગ એવું આત્મસ્વરૂપ સત્સંગને યોગે સૌથી સુલભપણે જાણવ યોગ્ય છે, એમાં સંશય નથી. સત્સંગનું મહાત્મ્ય સર્વ જ્ઞાનીપુરુષોએ અતિ શય કરી કહ્યુ છે, તે યથાર્થ છે; એમાં વિચારવાનને કોઈ રીતે વિકલ્પ થવાયોગ્ય નથી. [૪૨૦

* * *

[2]. . . જેમાં ક્ષણવારમાં હર્ષ અને ક્ષણવારમાં શોક થઈ આવે એવ આ વ્યવહારમાં જે જ્ઞાનીપુરુષો સમદશાથી વર્તે છે, તેને અત્યંત ભક્તિથ ધન્ય કહીએ છીએ અને સર્વ મુમુક્ષુ જીવને એ જ દશા ઉપાસવાયોગ્ય છે એમ નિશ્ચય દેખીને પરિણતિ કરવી ઘટે છે.[3] ... [૪૨૫

* * *

૧ એમ કહ્યું હતું. એજ વિનતિ . . . ૨ ૐ . . . ૩ એજ વિનતિ

સત્સમાગમના અભાવ પ્રસંગમાં તો વિશેષે કરી આરંભ–પરિગ્રહ પ્રત્યેથી વૃત્તિ સંક્ષેપવાનો અભ્યાસ રાખી, જેને વિષે ત્યાગ–વૈરાગ્યાદિ પરમાર્થ સાધનો ઉપદેશ્યાં છે, તેવા ગ્રંથો વાંચવાનો પરિચય કર્ત્તવ્ય છે અને અપ્રમત્તપણે પોતાના દોષ વારંવાર જોવાયોગ્ય છે. [૪૨૭.

* * *

"સર્વ જીવનું પરમાત્માપણું છે એમાં સંશય નથી."

"મૃત્યુનું આવવું અવશ્ય છે." [૪૨૮.

* * *

વિચારવાન પુરુષો તો કૈવલ્યદશા થતાં સુધી મૃત્યુને નિત્ય સમીપ જ સમજીને પ્રવર્ત્તે છે.

"લોકો માત્ર વિચારવાન કે સમ્યક્‌દૃષ્ટિ સમજે તેથી કલ્યાણ નથી, અથવા બાહ્ય વ્યવહારના ઘણા વિધિનિષેધનાં કર્તૃત્વના મહાત્મ્યમાં કંઈ કલ્યાણ નથી." . . .

"લોકસમુદાય કોઈ ભલો થવાનો નથી, અથવા સ્તુતિ–નિંદાના પ્રયત્નાર્થે આ દેહની પ્રવૃત્તિ તે વિચારવાનને કર્ત્તવ્ય નથી."

"બાહ્યક્રિયાના અંતર્મુખવૃત્તિ વગરના વિધિનિષેધમાં કંઈ પણ વાસ્તવ્ય કલ્યાણ રહ્યું નથી."

ગચ્છાદિ ભેદને નિર્વાહવામાં, નાના પ્રકારના વિકલ્પો સિદ્ધ કરવામાં આત્માને આવરણ કરવા બરોબર છે."

"અનેકાંતિક માર્ગ પણ સમ્યક્–એકાંત એવા નિજપદની પ્રાપ્તિ કરાવવા શિવાય બીજા અન્ય હેતુએ ઉપકારી નથી." [૪૪૧.

* * *

વૃત્તિઆદિ સંક્ષેપ અભિમાનપૂર્વક થતો હોય તોપણ કરવો ઘટે. વિશેષતા એટલી કે, તે અભિમાનપર નિરંતર ખેદ રાખવો. તેમ બને તો ક્રમે કરીને વૃત્તિઆદિનો સંક્ષેપ થાય અને તે સંબંધી અભિમાન પણ સંક્ષેપ થાય.

જ્યાંસુધી ઓછી ઉપાધિવાળાં ક્ષેત્રે આજીવિકા ચાલતી હોય ત્યાંસુધી વિશેષ મેળવવાની કલ્પનાએ મુમુક્ષુએ કોઈ એક વિશેષ અલૌકિક હેતુ વિના વધારે ઉપાધિવાળાં ક્ષેત્રે જવું ન ઘટે, કેમકે તેથી ઘણી સદ્‌વૃત્તિઓ મોળી પડી જાય છે, અથવા વર્ધમાન થતી નથી.

* * *

સત્પુરુષની આજ્ઞામાં વર્ત્તવાનો જેનો દૃઢ નિશ્ચય વર્ત્તે છે અને જે તે નિશ્ચયને આરાધે છે, તેને જ જ્ઞાન સમ્યક્-પરિણામી થાય છે, એ વાત આત્માર્થી જીવે અવશ્ય લક્ષમાં રાખવાયોગ્ય છે.[1] . . . [૪૫૮.

* * *

અનંતવાર દેહને અર્થે આત્મા ગાળ્યો છે. જે દેહ આત્માને અર્થે ગળાશે તે દેહે આત્મવિચાર જન્મ પામવા યોગ્ય જાણી, સર્વ દેહાર્થની કલ્પના છોડી દઈ, એક માત્ર આત્માર્થમાં જ તેનો ઉપયોગ કરવો, એવો મુમુક્ષુજીવને અવશ્ય નિશ્ચય જોઇએ. [૪૫૯.

* * *

સહજ-દ્રવ્ય અત્યંત પ્રકાશિત થયે, એટલે સર્વ કર્મનો ક્ષય થયે જ અસંગતા કહી છે અને સુખસ્વરૂપતા કહી છે જ્ઞાનીપુરુષનાં તે વચન અત્યંત સાચાં છે, કેમકે સત્સંગથી પ્રત્યક્ષ-અત્યંત પ્રગટ-તે વચનોનો અનુભવ થાય છે.

નિર્વિકલ્પ ઉપયોગનો લક્ષ સ્થિરતાનો પરિચય કર્યાથી થાય છે. સુધારસ, સત્સમાગમ, સત્શાસ્ત્ર, સદ્વિચાર અને વૈરાગ્ય-ઉપશમ એ સૌ તે સ્થિરતાના હેતુ છે. [૪૭૦.

* * *

તૃષ્ણા ઓછી કરવી જોઇએ. જન્મ, જરા, મરણ કોનાં છે ? જે તૃષ્ણા રાખે છે તેનાં જન્મ, જરા, મરણ છે. માટે જેમ બને તેમ તૃષ્ણા ઓછી કરતા જવું. [૪૭૨.

* * *

અન્યસબંધી જે તાદાત્મ્યપણું છે, તે તાદાત્મ્યપણું નિવૃત્ત થાય, તો સહજ-સ્વભાવે આત્મા મુક્ત જ છે, એમ શ્રી ઋષભાદિ અનંત જ્ઞાનીપુરુષો કહી ગયા છે; યાવત્ તથારૂપમાં શમાયા છે. [૪૭૩.

* * *

લોકની દૃષ્ટિને જ્યાંસુધી આ જીવ વમે નહીં તથા તેમાંથી અંતર્વૃત્તિ છૂટી ન જાય ત્યાંસુધી જ્ઞાનીની દૃષ્ટિનું વાસ્તવિક માહાત્મ્ય લક્ષગત ન થઈ શકે એમાં સંશય નથી. [૪૭૯.

* * * *

[1] અને જે આ વચનો લખ્યાં છે તેનાં સર્વ જ્ઞાનીપુરુષો સાક્ષી છે.

લૌકિક કારણોમાં અધિક હર્ષ-વિષાદ મુમુક્ષુ જીવ કરે નહીં. [૪૮૨.

* * *

[1]જો સફળતાનો માર્ગ સમજાય, તો આ મનુષ્યદેહનો એક સમય પણ સર્વોત્કૃષ્ટ ચિંતામણિ છે, એમાં સંશય નથી. [૪૮૫.

* * *

આરંભ તથા પરિગ્રહની પ્રવૃત્તિ આત્મહિતને ઘણા પ્રકારે રોધક છે, અથવા સત્સમાગમના યોગમાં એક વિશેષ અંતરાયનું કારણ જાણીને તેના ત્યાગરૂપે બાહ્યસંયમ જ્ઞાનીપુરુષોએ ઉપદેશ્યો છે,[2] . . . માટે અમૂલ્ય અવસર પ્રાપ્ત થયો જાણી સત્શાસ્ત્ર, અપ્રતિબંધતા, ચિત્તની એકાગ્રતા, સત્પુરુષનાં વચનોની અનુપ્રેક્ષાદ્વારા તે સફળ કરવી યોગ્ય છે. [૪૮૭.

* * *

રાગ, દ્વેષનાં પ્રત્યક્ષ બળવાન નિમિત્તો પ્રાપ્ત થયે પણ જેનો આત્મભાવ કિંચિત્માત્ર પણ ક્ષોભ પામતો નથી, તે જ્ઞાનીના જ્ઞાનનો વિચાર કરતાં પણ મહાનિર્જરા થાય, એમાં સંશય નથી. [૪૮૯.

* * *

દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી એમ ચારે પ્રકારે અપ્રતિબંધપણું આત્મતાએ વર્ત્તતા નિર્ગ્રંથને કહ્યું છે, તે વિશેષ અનુપ્રેક્ષા કરવાયોગ્ય છે. [૪૯૧.

* * *

કોઈ પુરુષ પોતે વિશેષ સદાચારમાં તથા સંયમમાં પ્રવર્ત્તે છે, તેના સમાગમમાં આવવા ઇચ્છતા જીવોને તે પદ્ધતિનાં અવલોકનથી જેવો સદાચાર તથા સંયમનો લાભ થાય છે, તેવો લાભ વિસ્તારવાળા ઉપદેશથી પણ ઘણું કરીને થતો નથી; તે લક્ષ રાખવાયોગ્ય છે. [૪૯૨.

* * *

અદ્વેષવૃત્તિ વર્ત્તવું યોગ્ય છે. ધીરજ કર્ત્તવ્ય છે. [૫૦૦.

* * *

સર્વ જીવને હિતકારી એવી જ્ઞાનીપુરુષની વાણીને કંઈ પણ એકાંત દૃષ્ટિ ગ્રહણ કરીને અહિતકારી અર્થમાં ઉતારવી નહીં; એ ઉપયોગ નિરંતર સ્મરણમાં રાખવાયોગ્ય છે. [૫૦૩.

* * *

૧ સર્વજ્ઞાય નમઃ . . .

૨ જે પ્રાયે તમને પ્રાપ્ત છે. વળી યથાર્થ ભાવસંયમની જિજ્ઞાસાથી પ્રવર્તો છો.

આ દેહે કરવાયોગ્ય કાર્ય તો એક જ છે કે કોઈપ્રત્યે રાગ, અથવા કોઈપ્રત્યે કિંચિત્‌માત્ર દ્વેષ ન રહે; સર્વત્ર સમદશા વર્તે; એ જ કલ્યાણનો મુખ્ય નિશ્ચય છે. [૫૦૮.

* * *

સંસારનું સ્વરૂપ સ્પષ્ટ જેણે જાણ્યું છે, તેને તે સંસારના પદાર્થની પ્રાપ્તિથી કે અપ્રાપ્તિથી હર્ષ-શોક થવાયોગ્ય નથી, તોપણ એમ જણાય છે કે, સત્પુરુષના સમાગમની પ્રાપ્તિથી કંઇ પણ હર્ષ, અને તેના વિયોગથી કંઈ પણ ખેદ અમુક ગુણસ્થાનક સુધી તેમને પણ થવાયોગ્ય છે. [૫૧૦.

* * *

"સર્વ જીવ સુખને ઇચ્છે છે, પણ કોઇક વિરલા પુરુષ તે સુખનું યથાર્થ સ્વરૂપ સમજે છે." [૫૧૧.

* * *

સદ્વર્તન, સદ્‌ગ્રંથ, અને સત્સમાગમમાં પ્રમાદ, કર્તવ્ય નથી. [૫૧૯.

* * *

[1] . . . જે અનિત્ય છે, જે અસાર છે અને જે અશરણરૂપ છે, તે આ જીવને પ્રીતિનું કારણ કેમ થાય છે, તે વાત રાત્રિ દિવસ વિચારવાયોગ્ય છે.

• • •

જીવને પ્રમાદમાં અનાદિથી રતિ છે, પણ તેમાં રતિ કરવાયોગ્ય કંઈ દેખાતું નથી. [૫૨૧.

* * *

આ જીવને ઉત્તાપના મૂળ હેતુ શું છે? તથા તેની કેમ નિવૃત્તિ થતી નથી? અને તે કેમ થાય? એ પ્રશ્ન વિશેષકરી વિચારવાયોગ્ય છે. અંતરૂમાં ઉતારીને વિચારવાયોગ્ય છે.[2] [૫૩૧.

* * *

મનની વૃત્તિ શુદ્ધ અને સ્થિર થાય એવો સત્સમાગમ પ્રાપ્ત થવો બહુ દુર્લભ છે. વળી તેમાં આ દુષમકાળ હોવાથી જીવને તેનો વિશેષ અંતરાય છે. જે જીવને પ્રત્યક્ષ સત્સમાગમનો વિશેષ લાભ પ્રાપ્ત થાય તે મહત્પુણ્યવાન-

૧ ૐ . . . પારમાર્થિક હેતુ વિશેષથી પત્રાદિ લખવાનું બની શકતું નથી.

૨ જ્યાંસુધી એ ક્ષેત્રે [ મુંબઈ ] સ્થિતિ રહે ત્યાંસુધી ચિત્તને વધારે દ્રઢ રાખી વર્તવું.

પણું છે. સત્સમાગમના વિયોગમા સત્શાસ્ત્રનો સદાચારપૂર્વક પરિચય અવશ્ય કરવાયોગ્ય છે. [૫૩૬

* * *

[1]જેમ બને તેમ વીતરાગશ્રુતનુ અનુપ્રેક્ષન (ચિંતવન) વિશેષ કર્ત્તવ્ય છે. પ્રમાદ પરમ રિપુ છે, એ વચન જેને સમ્યક્–નિશ્ચિત થયું છે તે પુરુષો કૃતકૃત્ય થતા સુધી નિર્ભયપણે વર્ત્તવાનું સ્વપ્ન પણ ઇચ્છતા નથી [૫૪૪

* * *

શુદ્ધાત્મસ્થિતિનાં પારમાર્થિકશ્રુત અને ઇંદ્રિયજય એ મુખ્ય અવલંબનો છે. સુદૃઢપણે ઉપાસતા તેની સિદ્ધિ થાય છે.

[2]નિરાશા વખતે મહાત્મા પુરુષોનું અદ્ભુત આચરણ સભારવુ યોગ્ય છે ઉલ્લાસિતવીર્યમાન પરમતત્ત્વ ઉપ સવાનો મુખ્ય અધિકારી છે [૫૫૦.

* * *

"પારમાર્થિકશ્રુત અને વૃત્તિજયનો અભ્યાસ વર્ધમાન કરવો યોગ્ય છે"

* * * [૫૫૩

"પ્રારબ્ધયોગથી જે બને તે પણ શુદ્ધસ્વભાવના અનુસધાનપૂર્વક થવું ઘટે છે." [૫૫૪

* * *

પરમપુરુષની મુખ્ય ભક્તિ ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ થાય એવા સદ્વર્ત્તનથી પ્રાપ્ત થાય છે ચરણપ્રતિપતિ–(શુદ્ધ આચરણની ઉપાસના)–રૂપ સદ્વર્ત્તન જ્ઞાનીની મુખ્ય આજ્ઞા છે, જે આજ્ઞા પરમપુરુષની મુખ્ય ભક્તિ છે.

ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ થવામાં ગૃહવાસીજનોએ સદુદ્યમરૂપ આજીવિકા વ્યવહાર સહિત પ્રવર્ત્તન કરવું યોગ્ય છે.

ઘણા શાસ્ત્રો અને વાક્યોના અભ્યાસ કરતા પણ જો જ્ઞાનીપુરુષોની એકેક આજ્ઞા જીવ ઉપાસે તો ઘણા શાસ્ત્રથી થતુ ફળ સહજમા પ્રાપ્ત થાય

* * * [૫૫૫.

ત્રણ યોગની અલ્પપ્રવૃત્તિ, તે પણ સમ્યક્પ્રવૃત્તિ હોય ત્યારે મહત્ પુરુષના વચનામૃતનું મનન પરમશ્રેયનુ મૂળ દૃઢીભૂત કરે છે, ક્રમે કરીને પરમપદ સપ્રાપ્ત કરાવે છે.

ચિત્ત અવિક્ષેપ રાખી પરમશાંતશ્રુતનું અનુપ્રેક્ષન કર્ત્તવ્ય છે. [૫૫૬.

* * *

૧ ૐ નમઃ . . . ૨ હે આર્ય !

૧ . ઇન્દ્રિયનિગ્રહના અભ્યાસપૂર્વક સત્શ્રુત અને સત્સમાગમ નિરતર ઉપાસવાયોગ્ય છે. ક્ષીણમોહપર્યંત જ્ઞાનીની આજ્ઞાનું અવલંબન પરમ હિતકારી છે [૫૫૭

* * *

જે જ્ઞાનીપુરુષોને દેહાભિમાન ટળ્યુ છે, તેને કઈ કરવુ રહ્યુ નથી, એમ છે તોપણ તેમને સર્વસંગપરિત્યાગાદિ સત્પુરુષાર્થતા પરમપુરુષે ઉપકારભૂત કહી છે [૫૫૮

* * *

પરમશાંતશ્રુતનુ મનન નિયમપૂર્વક કર્તવ્ય છે [૫૬૩.

* * *

પ્રમત્ત-પ્રમત્ત એવા વર્તમાન જીવો છે અને પરમ પુરુષોએ અપ્રમત્તમા સહજ આત્મશુદ્ધિ કહી છે, માટે તે વિરોધ શાંત થવા પરમ પુરુષનો સમાગમ, ચરણનો યોગ જ પરમ હિતકારી છે. [૫૬૭

* * *

મનુષ્યપણુ આર્યતા, જ્ઞાનીના વચનોનુ શ્રવણ, તે પ્રત્યે આસ્તિક્યપણુ, સયમ, તે પ્રત્યે વીર્યપ્રવૃત્તિ, પ્રતિકૂળ યોગોએ પણ સ્થિતિ, અંતપર્યંત સપૂર્ણમાર્ગરૂપ સમુદ્ર તરી જવો, એ ઉત્તરોત્તર દુર્લભ અને અત્યત કઠણ છે, એ નિ સદેહ છે [૫૭૦

* * *

નિર્ગ્રંથ મહાત્માઓના દર્શન અને સમાગમ મુક્તિની સમ્યક્-પ્રતીતિ કરાવે છે

તથારૂપ મહાત્માઓના એક આર્ય વચનનુ સમ્યક્-પ્રકારે અવધારણ થવાથી યાવત્ મોક્ષ થાય એમ શ્રીમાન્ તીર્થંકરે કહ્યુ છે તે યથાર્થ છે અ જીવમા તથારૂપ યોગ્યતા જોઇએ [૫૭૧.

* * *

સમ્યક્-પ્રકારે વેદના અહિયાસવારૂપ પરમધર્મ પરમપુરુષોએ કહ્યો છે

* * * [૫૭૪

"પ્રમત્તભાવે આ જીવનુ ભુડુ કરવામા કાઈ ન્યુનતા રાખી નથી, તથાપિ આ જીવને નિજહિતનો ઉપયોગ નથી એ જ અતિશય ખેદકારક છે.

૧ ૐ . જે વચનોની આમાક્ષા છે, તે ઘણુ કરીને થોડા વખતમા મળશે .

૨ ૐ..

. . . તે પ્રમત્તભાવને ઉલ્લાસિત વીર્યથી મોળો પાડી સુશીલસહિત સત્શ્રુતનું અધ્યયન કરી નિવૃત્તિએ આત્મભાવને પોષજો." [૫૭૫.

* * *

"આ દુષમકાળમાં સત્સમાગમનો યોગ અતિ દુર્લભ છે; ત્યાં પરમ સત્સંગ અને પરમ અસંગપણાનો યોગ ક્યાંથી બને ?"

"પરમશાંતશ્રુતના વિચારમાં ઇંદ્રિયનિગ્રહપૂર્વક આત્મપ્રવૃત્તિ રાખવામાં સ્વરૂપસ્થિરતા અપૂર્વપણે પ્રગટે છે." [૫૭૭.

* * *

ચિંતિત જેનાથી પ્રાપ્ત થાય તે મણિને ચિંતામણિ કહ્યો છે. એ જ આ મનુષ્યદેહ છે કે જે દેહમાં, યોગમાં આત્યંતિક એવા સર્વ દુ:ખના ક્ષયની ચિંતિતતા ધારી, તો પાર પડે છે.

અચિંત્ય જેનું મહાત્મ્ય છે એવો સત્સંગરૂપી કલ્પવૃક્ષ પ્રાપ્ત થયે જીવનું દારિદ્ર રહે એમ બને તો આ જગતને વિષે તે અગિયારમું આશ્ચર્ય જ છે.

* * * [૫૮૬

"પરમાત્મામાં પરમસ્નેહ ગમે તેવા વિકટવાટેથી થતો હોય તો પણ કરવો યોગ્ય જ છે."

"સરળવાટ મળ્યાં છતાં ઉપાધિના કારણથી તન્મયભક્તિ રહેતી નથી, અને એકતારસ્નેહ ઉભરાતો નથી" [વૃ૦ ૫૦૧.

* * *

"ગોપાંગનાની શ્રીમદ્ ભાગવતમાં સુંદર આખ્યાયિકા આપી છે . . . એવું ઉન્મત્તપણું પરમાત્માને પામવાનું પરમદ્વાર છે; એ દશા વિદેહી હતી"

* * * [વૃ૦ ૫૦૨.

"જે કાંઈ થાય છે તે થવા દેવું."

"ન ઉદાસીન–ન અનુદ્યમી થવું."

"ન પરમાત્મા પ્રત્યે પણ ઇચ્છા કરવી અને ન મુઝાવું."

"અહંપણું આડું આવતું હોય તો તેનો જેટલો અને તેટલો રોધ કરવો અને તેમ છતાં ન ટળતું હોય તો તેને ઇશ્વરાર્પણ કરી દેવું તથાપિ દીનપણું ન આવવા દેવું."

"'શું થશે' એવો વિચાર કરવો નહીં અને જે થાય તે કર્યા રહેવું."

"અધિક આંવા નાંખવા પ્રયત્ન કરવું નહીં."

"અલ્પ પણ ભય રાખવો નહીં."

"ઉપાધિ માટે ભવિષ્યની એક પળ પણ ચિંતા કરવી નહીં. કર્યાનો જે અભ્યાસ થઈ ગયો છે તે વિસ્મરણ કર્યા રહેવું તો જ ઈશ્વર પ્રસન્ન થશે અને તો જ પરમભક્તિ પામ્યાનું ફળ છે."

"સર્વાત્મા હરિની ઇચ્છા જેમ હોય તેમ જાનીને પણ ચાલવું એ આજ્ઞાંકિતધર્મ છે."

"ઉપાધિ વિષે જેમ બને તેમ નિ.શંકપણે રહી ઉદ્યમ કરવો. 'કેમ થશે' એ વિચાર મૂકી દેવો." [વ્૦ ૫૦ ૩.

"લોકોની તમારા પ્રત્યે ઉત્તમ લાગણી કિવા ભાવના થાય તેમ વર્તવું."

"જ્યાં પરમાર્થના જિજ્ઞાસુ પુરુષોનું મડળ હોય ત્યા શાસ્ત્રપ્રમાણ-આદિ ચર્ચવાયોગ્ય છે. નહીં તો ઘણુંકરી તેમાંથી શ્રેય થતું નથી. આ માત્ર એક નાનો પરિસહ છે"

"યોગ્ય ઉપાયથી પ્રવર્તવું, પણ ઉદ્વેગવાળું ચિત્ત ન રાખવું." [વ્૦ ૫૦ ૫.

ઉદય આવેલાં કર્મોને ભોગવતાં નવાં કર્મો ન બંધાય તે માટે આત્માને સચેત રાખવો એ સત્પુરુષોનો મહાન બોધ છે.

'જો . . .'વખત મળતો હોય તો જિનભક્તિમાં વિશેષવિશેષ ઉત્સાહની વૃદ્ધિ કરતા રહેશો અને એક ઘડી પણ સત્સગ કે સત્કથાનું સશોધન કરતા રહેશો.

(કોઈ વેળા) શુભાશુભ કર્મના ઉદય સમયે હર્ષ–શોકમાં નહીં પડતાં 'ભોગવ્યે છૂટકો છે' અને 'આ વસ્તુ મારી નથી'-એમ ગણી સમભાવની શ્રેણીને વધારતા રહેશો.[૨] [અપ્ર૦ ૯૦ ૧.

આજ્ઞામાં જ એકતાન થયા વિના પરમાર્થના માર્ગની પ્રાપ્તિ બહુ જ અસુલભ છે; એકતાન થવું પણ બહુ જ અસુલભ છે.[૩] [અપ્ર૦ ૯૦ ૨.

૧ આત્માભિલાષી . . . ૨ ત્યાં તમને . . . ૩ વિશેષ લખતાં અત્યારે અટકું છું. ૩ એને માટે તમે શું ઉપાય કરશો? અથવા ધાર્યો છે? અધિક શું? અત્યારે આરંભ ઘણું છે . . .

કળિયુગ છે એટલે વધારે વખત ઉપજીવિકાનો વિયોગ રહેવાથી યથાયોગ્ય વૃત્તિ પૂર્વાપર ન રહે. [અપ્ર૦ લ૦ ૪

* * *

"કોઈ પણ સત્સગવાર્તાનો પરિચય વધે તેમ યત્ન કરવો યોગ્ય છે."

* * * [અપ્ર૦ લ૦ ૧૦.

મતાગ્રહ વિષેની બુદ્ધિને ઉદાસીન કરવી યોગ્ય છે અને[1] . . . ગ્રહસ્થ ધર્મને અનુસરવું પણ યોગ્ય છે.

હિતરૂપ જાણી કે સમજીને આરંભ પરિગ્રહ સેવવા યોગ્ય નથી અને આ પરમાર્થ વારંવાર વિચારી સદ્ગ્રંથનું વાંચન, શ્રવણ, મનનાદિ કરવાં યોગ્ય છે.[2]

* * * [અપ્ર૦લ૦ ૧૧.

"ઉદય પ્રારબ્ધ વિના બીજા સર્વ પ્રકારમાં અસંગપણું રાખવું યોગ્ય લાગે છે."

"જ્યાંસુધી સર્વ પ્રકારના વિષમ સ્થાનકોમાં સમવૃત્તિ ન થાય ત્યાંસુધી યથાર્થ આત્મજ્ઞાન કહ્યું જતું નથી અને જ્યાંસુધી તેમ હોય ત્યાંસુધી તો નિજ અભ્યાસની રક્ષા કરવી ઘટે છે." [અપ્ર૦ લ૦ ૧૩.

* * *

વિચારવાનને સગથી વ્યતિરિક્તપણું પરમ શ્રેયરૂપ છે [અપ્ર૦ લ૦ ૧૪.

* * *

[3] . . . સત્સમાગમ, સત્શાસ્ત્ર અને સદાચારમાં દ્રઢ વિશ્વાસ એ આત્મદશા થવાના પ્રબળ અવલંબન છે. સત્સમાગમનો યોગ દુર્લભ છે, તોપણ મુમુક્ષુએ તે યોગની તીવ્રજિજ્ઞાસા રાખવી અને પ્રાપ્ત કરવી યોગ્ય છે. તે યોગના અભાવે, અવશ્ય કરી સત્શાસ્ત્રરૂપ વિચારનાં અવલંબને કરી સદાચારની જાગૃતિ જીવે રાખવી ઘટે છે. [અપ્ર૦ લ૦ ૨૦.

* * *

[4] . . . એટલું કર્તવ્ય છે કે તુચ્છ મતમતાંતરપર દૃષ્ટિ ન આપતાં અસદ્વૃત્તિના નિરોધને અર્થે સત્શાસ્ત્રના પરિચય અને વિચારમાં જીવની સ્થિતિ કરવી યોગ્ય છે. [અપ્ર૦ લ૦ ૨૧

* * *

૧ હાલતો . ૨ એજ વિનતિ ૩ પત્ર મળ્યું છે. દિવાળીપર્યંત ... કરીને આ ક્ષેત્રે સ્થિતિ થશે . . . ૪ બાહ્ય ક્રિયા અને ગુ ... ક્રિયાનું સ્વરૂપ ચર્ચવું હાલ સ્વપરઉપકારી ધારુંમીને નહીં થાય.

વીતરાગ શ્રુતનો અભ્યાસ રાખજો. [અપ્ર૦ લ૦ ૨૭

* * *

સત્સમાગમના અભાવે વીતરાગશ્રુત (પરમાર્થરસ પ્રતિપાદક વીતરાગ વચનો)ની અનુપ્રેક્ષા વારંવાર કર્ત્તવ્ય છે. ચિત્તસ્થૈર્ય માટે તે પરમ ઔષધ છે.

* * * [અપ્ર૦ લ૦ ૨૮.

શિથિલતા ઘટવાનો ઉપાય જીવ કરે તો સુગમ છે.

વીતરાગવૃત્તિનો અભ્યાસ રાખશો. [અપ્ર૦ લ૦ ૩૨.

* * *

આત્માર્થીએ બોધ ક્યારે પરિણમી શકે છે એ ભાવ સ્થિરચિત્તે વિચારવાયોગ્ય છે, જે મૂળભૂત છે.

અમુક અસદ્વૃત્તિઓનો પ્રથમ અવશ્ય કરી નિરોધ કરવા યોગ્ય છે. જે નિરોધના હેતુને દ્રઢતાથી અનુસરવું જ જોઇએ; તેમાં પ્રમાદયોગ્ય નથી.

* * * [અપ્ર૦ લ૦ ૩૩.

*આત્મહિત અતિ દુર્લભ છે, એમ જાણી વિચારવાન પુરુષો અપ્રમત-પણે તેની ઉપાસના કરે છે.* [અપ્ર૦ લ૦ ૩૪.

* * *

કોઈ પણ કામની નિરાશા ઇચ્છવી; પરિણામે પછી જેટલી સિદ્ધિ થઈ તેટલો લાભ, એમ કરવાથી સંતોષી રહેવાશે. [અપ્ર૦ લ૦ ૩૬.

* * *

વ્યવહારપ્રતિબંધથી વિક્ષેપ ન પામતાં ધૈર્ય રાખી ઉત્સાહમાનવીર્યથી સ્વરૂપનિષ્ઠવૃત્તિ કરવી યોગ્ય છે. [અપ્ર૦ લ૦ ૩૭.

* * *

દુષમકાળ છે; આયુષ્ય અલ્પ છે, સત્સમાગમ દુર્લભ છે; મહાત્મા-ઓનાં પ્રત્યક્ષ વાક્ય, ચરણ અને આજ્ઞાનો યોગ કઠણ છે; જેથી બળવાન અપ્રમત્ત પ્રયત્ન કર્ત્તવ્ય છે.[1] [અપ્ર૦ લ૦ ૩૮.

* * *

ઇંદ્રિયોના નિગ્રહપૂર્વક સત્સમાગમ અને સત્શ્રુત ઉપાસનીય છે.

* * * [અપ્ર૦ લ૦ ૩૯.

૧ તમારી સમીપ વર્ત્તતા મુમુક્ષુઓને યથાવિનય પ્રાપ્ત થાય.

મહાત્મા મુનિવરોના ચરણની–સગની, ઉપાસના અને સત્શાસ્ત્રનુ અધ્યયન મુમુક્ષુઓને આત્મબળની વર્ધમાનતાના સદુપાય છે.

જેમ જેમ ઇંદ્રિયનિગ્રહ, જેમ જેમ નિવૃત્તિ યોગ, તેમ તેમ તે સત્સમાગમ અને સત્શાસ્ત્ર અધિક અધિક ઉપકારી થાય છે. [અપ્ર૦ લ૦ ૪૦.

* * *

સઉલ્લાસિત ચિત્તથી જ્ઞાનીની અનુપ્રેક્ષા કરતા અનત કર્મનો ક્ષય થાય છે. [અપ્ર૦ લ૦ ૪૩

* * *

વિનયભક્તિ એ મુમુક્ષુઓનો ધર્મ છે. [અપ્ર૦ લ૦ ૪૭

* * *

"અતર્મુખ થવાનો અભ્યાસ કરો." [અપ્ર૦ લ૦ ૪૯

* * *

કુટુંબાદિ[1] . . . સંગમાં જીવે સમપણે પરિણમવું એ મહા વિકટ છે અને જેઓ એટલુ છતા પણ સમપણે પરિણમે, તે નિકટભવી જીવ જાણીએ છીએ

આજીવિકાના પ્રપચ વિષે વારંવાર સ્મૃતિ ન રહે એટલા માટે ચાકરી [નોકરી] કરવી પડે તે હિતકારક છે.

જીવે પોતાની ઇચ્છાએ કરેલા દોષ તીવ્રપણે ભોગવવા પડે છે, માટે ગમે તે પ્રસંગમાં પણ સ્વેચ્છાએ અશુભપણે પ્રવર્ત્તવું ન પડે તેમ કરવુ.

* * * [અપ્ર૦ લ૦ ૬૦.

જેમ બને તેમ સદ્વિચારનો પરિચય થાય તેમ કરવા, (ઉપાધિમા મુઝાઇ રહેવાથી) યોગ્યપણે ન વર્ત્તાય તે વાત લક્ષમાં રાખવાયોગ્ય જ્ઞાનીઓએ જાણી છે.

બીજા કામમાં પ્રવર્ત્તતા પણ અન્યત્વભાવનાએ વર્ત્તવાનો અભ્યાસ રાખવો યોગ્ય છે.

વૈરાગ્યભાવનાએભૂષિત એવા 'શાંતસુધારસાદિ' ગ્રથો નિરંતર ચિંતન કરવાયોગ્ય છે.

પ્રમાદમાં વૈરાગ્યની તીવ્રતા–મુમુક્ષુતા મદ કરવાયોગ્ય નથી, એવો નિશ્ચય રાખવો યોગ્ય છે. [અપ્ર૦ લ૦ ૬૬.

* * *

૧ સંગ વિષે લખ્યું તે ખરૂ છે, તેમાં પણ આ કાળમાં એવા . .

આ દુષમકાળમાં સત્સમાગમ અને અસંગપણું અતિ દુર્લભ છે; ત્યાં પરમ-સત્સંગ અને પરમ-અસંગપણાનો યોગ ક્યાંથી છાજે? [અપ્ર૦લ૦૬૭.

* * *

'મિથ્યાજગત્' વેદાંત કહે છે તે શું ખોટું છે? [અપ્ર૦ લ૦ ૭૨.

* * *

જેની ભક્તિ નિષ્કામ છે એવા પુરુષોનો સત્સંગ કે દર્શન એ મહત્પુણ્યરૂપ જાણવાયોગ્ય છે. [અપ્ર૦ લ૦ ૭૯.

* * *

પ્રાણી માત્રનો રક્ષક, બંધવ અને હિતકારી એવો કોઇપિણ ઉપાય હોય તો તે વીતરાગનો ધર્મ જ છે. [અપ્ર૦ લ૦ ૮૯.

* * *

જ્ઞાનીને ઓળખો, ઓળખી એઓની આજ્ઞા આરાધો. જ્ઞાનીની એક આજ્ઞા આરાધતાં અનેકવિધ કલ્યાણ છે. [અપ્ર૦ લ૦ ૯૧.

* * *

જ્ઞાનીઓ જગતને તૃણવત્ ગણે છે એ એઓના જ્ઞાનનો મહિમા સમજવો.

કોઈ મિથ્યાભિનિવેષી જ્ઞાનનો ડોળ કરી જગત્નો ભાર મિથ્યાશીરવહતો હોય તો તે હાંસીપાત્ર છે. [અપ્ર૦ લ૦ ૯૨.

* * *

જે જે બહુ ભોગવાય છે તે તે બહુ ક્ષીણ થાય છે. કર્મ ભોગવતાં (સમતાએ) નિર્જરે છે.

શારીરિક વિષય ભોગવતાં શક્તિ ક્ષીણ થાય છે. [અપ્ર૦ લ૦ ૯૩.

* * *

જે દેહ યુવાવસ્થામાં અને સંપૂર્ણ આરોગ્યતામાં દેખાતા છતાં પણ ક્ષણભંગુર છે તે દેહમાં પ્રીતિ કરીને શું કરીએ?

જગતના સર્વ પદાર્થ કરતાં જે પ્રત્યે સર્વોત્કૃષ્ટ પ્રીતિ છે એવો આ દેહ તે પણ દુઃખનો હેતુ છે; તો બીજા પદાર્થમાં સુખના હેતુની શું કલ્પના કરવી?

જે પુરુષોએ વસ્ત્ર જેમ શરીરથી જુદું છે એમ આત્માથી શરીર જુદું છે એમ દીઠું છે, તે પુરુષોને ધન્ય છે.

બીજાની વસ્તુ પોતાથી ગ્રહણ થઇ હોય તે જ્યારે એમ જણાય કે બીજાની છે, ત્યારે તે આપી દેવાનું જ કાર્ય મહાત્મા પુરુષો કરે છે.

દુષમકાળ છે એમાં સંશય નથી.

તથારૂપ પરમજ્ઞાની આપ્ત પુરુષનો પ્રાયે વિરહ છે.

વીરલા જીવો સમ્યક્‌દૃષ્ટિપણું પામે એવી કાળસ્થિતિ થઈ ગઈ છે.

જ્યાં સહજ–સિદ્ધ આત્મચારિત્રદશા વર્ત્તે છે એવું કેવળજ્ઞાન પામવું કઠણ છે, એમાં સંશય નથી. [અપ્ર૦ લ૦ ૧૦૩.

* * *

"જેઓને ભ્રાંતિથી કરી પરમાર્થનો લક્ષ મળવો દુર્લભ થયો છે, એવા ભારતક્ષેત્રવાસી મનુષ્ય પ્રત્યે તે પરમ કૃપાળુ પરમ કૃપા કરશે; પરંતુ હમણા થોડો કાળ તેની ઇચ્છા હોય તેવું જણાતું નથી." [૧૧૭

* * *

"જે ભગવાન્ અર્હતનું સ્વરૂપ દ્રવ્ય, ગુણ અને પર્યાયથી જાણે તે પોતાના આત્માનું સ્વરૂપ જાણે અને તેનો નિશ્ચય કરીને મોહ નાશ પામે." [૫૪૧.

* * *

"પ્રત્યેક પ્રત્યેક પદાર્થનો અત્યત વિવેક કરી આ જીવને તેનાથી વ્યાવૃત કરવો એમ નિર્ગ્રંથ કહે છે." [હા૦ નોં૦ ૧/૧.

* * *

"સુખને ઇચ્છતો ન હોય તે નાસ્તિક, કાં સિદ્ધ, કાં જડ."

* * * [હા૦ નોં૦ ૧/૮.

"લિંગજ્ઞાન–દર્શન અન્ય દર્શનમાં માનવામાં આવ્યું છે. એમાં મુખ્ય પ્રવર્ત્તકોએ જે ધર્મમાર્ગ બોધ્યો છે, તે સમ્યક્ થવા સ્યાતમુદ્રા જોઈએ."

"સ્યાતમુદ્રા તે સ્વરૂપસ્થિત આત્મા છે, શ્રુતજ્ઞાનની અપેક્ષાએ સ્વરૂપસ્થિત આત્માએ કહેલી શિક્ષા છે."

"નાનાપ્રકારના નય, નાનાપ્રકારના પ્રમાણ, નાનાપ્રકારની ભગજાલ, નાનાપ્રકારના અનુયોગ એ સઘળાં લક્ષણરૂપ છે લક્ષ એક સચ્ચિદાનંદ છે."

"દ્રષ્ટિવિષ ગયા પછી ગમે તે શાસ્ત્ર ગમે તે અક્ષર, ગમે તે કથન, ગમે તે વચન, ગમે તે સ્થળ પ્રાયે અહિતનું કારણ થતું નથી." [હા૦ નોં૦ ૧/૯.

* * *

"પોતાનો ક્રમ નિશ્ચલ કરો. તેની ચોબાજુ નિવૃત્ત ભૂમિકા રાખો."

* * *

"સતજનોએ પોતાનો ક્રમ મૂક્યો નથી. મૂક્યો છે તે પરમ અસમાધિને પામ્યા છે."

"સંતપણું અતિઅતિ દુર્લભ છે. આવ્યા પછી સંત મળવા દુર્લભ છે. સંતપણાની જિજ્ઞાસાવાળા અનેક છે. પરંતુ સંતપણુ દુર્લભ તે દુર્લભ જ છે." -

* * * [હા૦ નોં૦ ૧/૧૫.

"જે ક્રિયાને વિષે જીવને રંગ લાગે છે, તેને ત્યાં જ સ્થિતિ હોય છે, એવો જે જિનનો અભિપ્રાય તે સત્ય છે."

"ત્રીશ મહામોહનીયનાં સ્થાનક શ્રી તીર્થંકરે કહ્યાં છે તે સાચાં છે."

"અનંતાજ્ઞાની પુરુષોએ જેનું પ્રાયશ્ચિત્ત કહ્યું નથી, જેના ત્યાગનો એકાંત અભિપ્રાય આપ્યો છે એવો જે 'કામ' તેથી જે મુઝાયા નથી તે જ પરમાત્મા છે." [હા૦ નોં૦ ૧/૧૭.

* * *

"જ્ઞાનીપુરુષોને સમયે-સમયે અનંતા સંયમપરિણામ વર્ધમાન થાય છે, એમ સર્વજ્ઞે કહ્યું છે તે સત્ય છે."

"તે સંયમ, વિચારની તીક્ષ્ણ પરિણતિથી તથા બ્રહ્મરસપ્રત્યે સ્થિરપણાથી ઉત્પન્ન થાય છે." [હા૦ નોં૦ ૧/૨૨.

* * *

"શ્રી તીર્થંકર આત્માને સંકોચ-વિકાસનું ભાજન યોગદશામાં માને છે, તે સિદ્ધાંત વિશેષે કરી વિચારવાયોગ્ય છે." [હા૦ નોં૦ ૧/૨૩.

* * *

"શરીરને વિષે આત્મભાવના પ્રથમ થતી હોય તો થવા દેવી, ક્રમે કરી પ્રાણમાં આત્મભાવના કરવી, પછી ઇંદ્રિયોમાં આત્મભાવના કરવી, પછી સંકલ્પ-વિકલ્પરૂપ પરિણામમાં આત્મભાવના કરવી, પછી સ્થિરજ્ઞાનમાં આત્મભાવના કરવી. ત્યાં સર્વપ્રકારની અન્યાલંબનરહિત સ્થિતિ કરવી."

* * * [હા૦ નોં૦ ૧/૨૮.

"જે પુરુષ સદ્ગુરુની ઉપાસના વિના નિજકલ્પનાએ આત્મસ્વરૂપનો નિર્ધાર કરે તે માત્ર પોતાના સ્વચ્છંદના ઉદયને વેદે છે, એમ વિચારવું ઘટે છે."

"જે જીવ સત્પુરુષના ગુણનો વિચાર ન કરે અને પોતાની કલ્પનાના આશ્રયે વર્ત્તે તે જીવ સહજ માત્રમાં ભવવૃદ્ધિ ઉત્પન્ન કરે છે, કેમકે અમર થવાને બદલે [પાઠાં૦ માટે] ઝેર પીએ છે." [હા૦ નોં૦ ૧/૩૬.

* * *

"સર્વસંગ મહાશ્રવરૂપ તીર્થંકરે કહ્યો છે તે સત્ય છે."

• • •

"અત્યંત દુષમકાળ છે તેને લીધે અને હતપુણ્ય લોકોએ ભરતક્ષેત્ર ઘેર્યું છે તેને લીધે પરમસત્સંગ-સત્સંગ કે સરળ પરિણામી જીવોનો સમાગમ પણ [પાઠાં૦ પૂર્ણ] દુર્લભ છે, એમ જાણી જેમ અલ્પકાળમાં સાવધાન થવાય તેમ કરવું ઘટે છે." [હા૦ નોં૦ ૧/૩૭

* * *

"કામ, માન અને ઉતાવળ એ ત્રણનો વિશેષ સંયમ કરવો ઘટે છે."

* * * [હા૦ નોં૦ ૧/૪૭.

"આત્મપરિણામની વિશેષ સ્થિરતા થવા, વાણી અને કાયાનો સંયમ સઉપયોગપણે કરવો ઘટે છે." [હા૦ નોં૦ ૧/૫૪.

* * *

"જો આ જીવે તે વિભાવપરિણામ ક્ષીણ ન કર્યા તો આ જ ભવને વિષે તે પ્રત્યક્ષ દુઃખ વેદશે." [હા૦ નોં૦ ૧/૫૮.

* * *

"વર્ત્તમાનકાળની પેઠે આ જગત્ સર્વકાળ છે."

"પૂર્વકાળે ન હોય તો વર્ત્તમાનકાળે તેનું હોવું પણ હોય નહીં."

"વર્ત્તમાનકાળે છે તો ભવિષ્યકાળમાં તે અત્યંત વિનાશ પામે નહીં."

"પદાર્થમાત્ર પરિણામી હોવાથી આ જગત્ પર્યાયાંતર દેખાય છે; પણ મૂળપણે તેનુ સદા વર્ત્તમાનપણુ છે." [હા૦ નોં૦ ૧/૬૫

* * *

"જે વસ્તુ સમયમાત્ર છે, તે સર્વ કાળ છે."

"જે ભાવ છે તે છે, જે ભાવ નથી તે નથી."

"બે પ્રકારનો પદાર્થ સ્વભાવ-વિભાવપૂર્વક સ્પષ્ટ દેખાય છે. જડ-સ્વભાવ, ચેતનસ્વભાવ" [હા૦ નોં૦ ૧/૬૬.

* * *

"જેનાથી માર્ગ પ્રવર્ત્યો છે એવા મોટા પુરુષના વિચાર, બળ, નિર્ભયતાદિ ગુણો પણ મોટા હતા."

"એક રાજ્ય પ્રાપ્ત કરવામાં જે પરાક્રમ ઘટે છે તે કરતા અપૂર્વ અભિપ્રાયસહિત ધર્મસંતતિ પ્રવર્ત્તવામાં વિશેષ પરાક્રમ ઘટે છે."

* * * [હા૦ નોં૦ ૧/૭૨.

"સર્વજ્ઞપદનું ધ્યાન કરો." [હા૦ નોં૦ ૨/૨.

* * *

"જે મતભેદે આ જીવ ગ્રહાયો છે તે જ મતભેદ જ તેના સ્વરૂપને મુખ્ય આવરણ છે"

"વીતરાગપુરુષના સમાગમ વિના, ઉપાસના વિના, આ જીવને મુમુક્ષુતા કેમ ઉત્પન્ન થાય? સમ્યક્જ્ઞાન ક્યાથી થાય? સમ્યક્દર્શન ક્યાથી થાય? સમ્યક્ચારિત્ર ક્યાથી થાય? કેમકે એ ત્રણે વસ્તુ અન્ય સ્થાનકે હોતી નથી"

"વીતરાગપુરુષના અભાવ જેવો વર્તમાનકાળ વર્ત્ત છે"

"હે મુમુક્ષુ? વીતરાગપદ વારવાર વિચાર કરવાયોગ્ય છે, ઉપાસના કરવાયોગ્ય છે ધ્યાન કરવાયોગ્ય છે' [હા૦ નોં૦ ૧/૫

* *

જેમ ભગવાન્ જિને નિરૂપણ કર્યું છે તેમ જ સર્વ પદાર્થનુ સ્વરૂપ છે ભગવાન્ જિને ઉપદેશેલો આત્માનો સમાધિમાર્ગ શ્રી ગુરુના અનુગ્રહથી જાણી પરમ પ્રયત્નથી ઉપાસના કરો [હા૦ નોં૦ ૨/૨૧

* * *

'રાગદ્વેષનો આત્યતિક ક્ષય થઈ શકે છે'

"જ્ઞાનને પ્રતિબધક રાગદ્વેષ છે'

"જ્ઞાન જીવનો સ્વત્વભૂત ધર્મ છે"

"જીવ, એક અખડ સપૂર્ણદ્રવ્ય હોવાથી તેનુ જ્ઞાનસામર્થ્ય સપૂર્ણ છે"

* * * [હા૦ નોં૦ ૩/૧

"સર્વજ્ઞપદ વારવાર શ્રવણ કરવાયોગ્ય, વાચવાયોગ્ય, વિચાર કરવાયોગ્ય, લક્ષ કરવાયોગ્ય અને સ્વાનુભવ સિદ્ધ કરવાયોગ્ય છે"

* * * [હા૦ નોં૦ ૩/૨

ક્ષણભગુર દુનિયામા સત્પુરુષનો સમાગમ એ જ અમુલ્ય અને અનુપમ લાભ છે [૪/૧૩

* * *

"નિરતર સત્પુરુષની કૃપાદૃષ્ટિને ઇચ્છો અને શોક રહિત રહો '[૪-૧

* * *

"હમેશા શોચ સબધી ન્યૂનતા અને પુરુષાર્થની અધિકતા પ્રાપ્ત થાય તેમ પરિશ્રમ લેતા રહેશો" [૪/૨૪

* * *

"જે વાટેથી આત્મત્વ પ્રાપ્ત થાય તે વાટ શોધો [૪/૨૫

* * *

"લોભી ગુરુ, એ ગુરુ શિષ્ય બન્નેને અધોગતિનું કારણ છે." [૪/૪૬.

* * *

[1] મતભેદથી અનંતકાળે અનંતજન્મે પણ આત્મા ધર્મ ન પામ્યો; માટે સત્પુરુષો તેને ઇચ્છતા નથી; પણ સ્વરૂપશ્રેણિને ઇચ્છે છે. [૪/૪૭.

* *

પુસ્તક વાંચવામાં જેથી ઉદાસીનપણું, વૈરાગ્ય કે ચિત્તની સ્થિરતા થતી હોય તેવું ગમે તે પુસ્તક વાંચવું. તેમાં યોગ્યપણું પ્રાપ્ત થાય તેવું પુસ્તક વાંચવાનો વિશેષ પરિચય રાખવો.

[2] . . . ધાર્મિક કથા મુખ્યકરીને તો સત્સંગને વિષે જ રહી છે. દુષમકાળપણે વર્તતા આ કાળને વિષે સત્સંગનું મહાત્મ્ય પણ જીવના ખ્યાલમાં આવતું નથી.

કલ્યાણના માર્ગના સાધન કયા હોય? તે ઘણી–ઘણી ક્રિયાદિ કરનાર એવા જીવને પણ ખબર હોય એમ જણાતું નથી. [૪/૧૦૮.

* * *

"દેહધારીને વિટંબના એ તો એક ધર્મ છે. ત્યાં ખેદ કરીને આત્મ-વિસ્મરણ શું કરવું?"

"નિરુપાયતા આગળ સહન શીલતા સુખદાયક છે." [૪/૧૨૧.

* * *

ધર્મધ્યાન, વિદ્યાભ્યાસ ઇત્યાદિની વૃદ્ધિ કરશો. [૪/૧૩૨.

* * *

સંતને શરણ જા.

સત્સંગ એ મોટામાં મોટું સાધન છે.

સત્પુરુષની શ્રદ્ધા વિના છૂટકો નથી.

[3]સત્સંગની વૃદ્ધિ કરતા રહેશો. [૪–૧૫૨.

* *

"જૈનમાં ચૈતન્ય સર્વવ્યાપક કહેતા નથી." [૪/૧૬૧.

* * *

૧ . . . વંદામિ પાટે પ્રભુ વર્દ્ધમાન . . . પ્રતિમાના કારણથી અહીં આનંદનો ગમાગમી ભાગ ઠીક પ્રતિજ્ઞ વર્તે છે. એમજ . . .

૨ ધર્મકથા લખવા વિષે·જણાવ્યું તો તે . . .

૩ આ બે વિષયનું શાસ્ત્ર ઈત્યાદિકથી તેમને કથન કથનાર રહેશો . . .

ઈશ્વરેચ્છા પ્રમાણે જે થાય તે થવા દેવું એ ભક્તિમાનને સુખદાયક છે. [૪/૨૦૧-૨.

* * *

મુમુક્ષુનાં નેત્રો મહાત્માને ઓળખી લે છે. [૪/૨૧૯-૨.

* * *

"સત્ પ્રાપ્ત કરવા માટે તીવ્ર ઇચ્છા રહેતી હોય તોપણ સત્સંગ વિના તે તીવ્રતા ફળદાયક થવી દુર્લભ છે." [૪/૨૩૪-૧.

* * *

"આશ્ચર્યકારક તો એ છે કે કળીકાળે થોડા વખતમાં પરમાર્થને ઘેરી લઈ અનર્થને પરમાર્થ બનાવ્યો છે" [૪/૨૩૪-૨.

* * *

આર્ત્તધ્યાન ધ્યાવન કરવા કરતાં ધર્મધ્યાનમાં વૃત્તિ લાવવી એ જ શ્રેયસ્કર છે અને જેને માટે આર્ત્તધ્યાન ધ્યાવવુ પડતું હોય ત્યાંથી કાં તો મન ઉઠાવી લેવું અથવા તો તે કૃત્ય કરી લેવું એટલે તેથી વિરક્ત થવાશે.

જીવને સ્વચ્છંદ એ મહા મોટો દોષ છે. એ જેનો મટી ગયો છે તેને માર્ગનો ક્રમ પામવો બહુ સુલભ છે. [૪/૨૪૯.

* * *

ઉદયને અબધ પરિણામે ભોગવાય તો જ ઉત્તમ છે. [૪/૨૫૧-૧.

* * *

"આત્માર્થે વિચારમાર્ગ અને ભક્તિમાર્ગ આરાધવા યોગ્ય છે; પણ વિચારમાર્ગને યોગ્ય જેનું સામર્થ્ય નથી તેને તે માર્ગ ઉપદેશવો ન ઘટે." [૪/૨૫૨.

* * *

"દેહ છતાં મનુષ્ય પૂર્ણ વીતરાગ થઈ શકે એવો અમારો નિશ્ચલ અનુભવ છે."

"અત્યંત વિકટ એવું વીતરાગત્વ અત્યત આશ્ચર્યકારક છે; તથાપિ તે સ્થિતિ પ્રાપ્ત થાય છે. સદેહે પ્રાપ્ત થાય છે, એ નિશ્ચય છે." [૪/૨૮૧.

* * *

"જે જે પ્રાણીઓ દેહ ધારણ કરે છે, તે તે પ્રાણીઓ તે દેહનો ત્યાગ કરે છે, એમ આપણને પ્રત્યક્ષ અનુભવસિદ્ધ દેખાય છે; તેમ છતાં આપણું ચિત્ત તે દેહનું અનિત્યપણું વિચારી નિત્ય પદાર્થના માર્ગને વિષે ચાલતું નથી, એ શોચનીય વાતનો વારંવાર વિચાર કરવો યોગ્ય છે."

"મનને ધીરજ આપી ઉદાસી નિવૃત્ત કર્યે છૂટકો છે. દીલગીરી ન કરતાં ધીરજથી તે દુઃખ સહન કરવુ એ જ આપણો ધર્મ છે. આ દેહ જ્યારે ત્યારે ત્યાગવાનો છે"

"પૂર્વ કર્મને અનુસરી જે કંઈ પણ સુખ દુ ખ પ્રાપ્ત થાય તે સમાનભાવથી વેદવું એ જ્ઞાનીની શીખામણ . . છે. માયાની રચના ગહન છે.''

* * * [૪/૨૮૩.

"ચિત્તને વિષે અવિક્ષેપપણે રહેજો. સમાધિ રાખજો."

• • •

"જીવની જ્યાંસુધી વ્યવહારિક દૃષ્ટિ હોય છે ત્યાંસુધી પારમાર્થિક ખ્યાલ આવવો બહુ દુષ્કર છે." [૪/૨૮૭

* * *

સસારમાં સુખ શું છે? કે જેના પ્રતિબધમા જીવ રહેવાની ઈચ્છા કરે છે. [૪/૩૪૫.

* * *

"જેમ જેમ રાગ દ્વેષનો નાશ વિશેષ કરી થાય તે તે પ્રકારે પ્રવર્ત્તવું એ જ આજ્ઞા જિનેશ્વર દેવની છે." [૪/૩૪૬.

* * *

"દરેક જીવે પ્રમાદ રહિત, યોગ્ય કાળ, નિવૃત્તિમાર્ગનો વિચાર નિરતર કરવો જોઇએ" [૪/૩૪૭.

* * *

"સસારને વિષે ઉદાસીન રહ્યા શિવાય બીજો કોઈ ઉપાય નથી.

* * * [૪/૩૫૨.

કોઈ માણસ આપણે વિષે કંઈ જણાવે ત્યારે તે ગંભીર મનથી બનતાં સુધી સાભળ્યા રાખવું, એટલું મુખ્ય કામ છે. તે વાત બરાબર છે કે નહીં એ જાણ્યા પહેલાં કઈ હર્ષ–ખેદ જેવું હોતું નથી.

• • •

થયેલા સસ્કાર મટવા દુર્લભ હોય છે. કઈ કલ્યાણનું કાર્ય થાય કે ચિતન થાય એ સાધનનું મુખ્ય કારણ છે; બાકી એવો વિષય કોઈ નથી કે જેને વાંસે ઉપાધિતાપે દીનપણે તપવું યોગ્ય હોય, અથવા એવો કોઈ ભય રાખવા યોગ્ય નથી કે જે માત્ર આપણને લોક સંજ્ઞાથી રહેતો હોય. [૪/૩૫૪.

* * *

"જે કંઈ બાંધેલા કર્મ છે તે ભોગવ્યા વિના નિરુપાયતા છે. ચિંતા રહિત પરિણામે જે કંઈ ઉદય આવે તે વેદવું, એવો શ્રી તીર્થંકરાદિ જ્ઞાનીઓનો ઉપદેશ છે." [૪/૩૫૭-૨.

* * *

જે ચિંતાના ઉપદ્રવે તમે મુઝાઓ છો, તે ચિંતા-ઉપદ્રવ કોઈ શત્રુ નથી. [૪/૩૬૫.

* * *

રાખ્યું કંઈ રહેતું નથી અને મુકયું કંઈ જતું નથી, એવો પરમાર્થ વિચારી કોઈ પ્રત્યે દીનતા ભજવી કે વિશેષતા દાખવવી એ યોગ્ય નથી. સમાગમમાં દીનપણે આવવું નહીં. [૪/૩૭૪.

* * *

"સત્પુરુષની વાણી સ્પષ્ટપણે લખાઈ હોય તોપણ તેનો પરમાર્થ સત્પુરુષનો સત્સંગ જેને આજ્ઞાંકિતપણે થયો નથી, તેને સમજાવો દુર્લભ થાય છે." [૪/૩૮૭.

* * *

સ્વરૂપ સહજમાં છે. જ્ઞાનીની ચરણસેવા વિના અનંતકાળ સુધી પ્રાપ્ત ન થાય તેવું વિકટ પણ છે.

• •

જે અવસરે જે પ્રાપ્ત થાય તેને વિષે સંતોષમાં રહેવું એવો હે રામ! સત્પુરુષોનો કહેલો સનાતન ધર્મ છે, એમ વસિષ્ઠ કહેતા હતા.

જે ઈશ્વરેચ્છા હશે તેમ થશે. માત્ર મનુષ્યને પ્રયત્ન કરવાનું સરજેલું છે અને તેથી જ પોતાના પ્રારબ્ધમાં હોય તે મળી રહેશે. માટે સંકલ્પ-વિકલ્પ કરવાં નહીં. [૪/૩૯૭.

* * *

"ઉપાધિ મટાડવાના બે પ્રકારથી પુરુ[illegible] શકે, એક [illegible] પણ વ્યાપારાદિ કાર્યથી; બીજો પ્રકાર વિદ્યા-સં[illegible] જો કે [illegible] અંતરાય તુટવાનો સંભવ પ્રથમ હોવો જોઈ[illegible]

• •

"જેટલી આકુળતા છે તેટલી માર્ગ[illegible] કહી ગયા છે."

* *

ઉ[illegible] આકાંક્ષા . . . મુમુક્ષુ

વિશેષ દે[illegible]

આકાંક્ષા . . .

જેમ જેમ જીવમાં ત્યાગ, વૈરાગ્ય અને આશ્રયભક્તિનું બળ વધે છે, તેમ તેમ સત્પુરુષનાં વચનનું અપૂર્વ અને અદ્ભુતસ્વરૂપ ભાસે છે અને બંધનિવૃત્તિના ઉપાયો સહજમાં સિદ્ધ થાય છે.

પ્રત્યક્ષ સત્પુરુષના ચરણારવિંદનો યોગ કેટલાક સમયસુધી રહે તો પછી વિયોગમાં પણ ત્યાગ, વૈરાગ્ય અને આશ્રયભક્તિની ધારા બળવાન રહે છે. નહીં તો માઠા દેશ-કાળ-સંગાદિના યોગથી સામાન્યવૃત્તિના જીવો ત્યાગ-વૈરાગ્યાદિના બળમાં વધી શકતાં નથી અથવા મંદ પડી જાય છે, કે સર્વથા નાશ કરી દે છે. [૪/૪૧૦.

* * *

"આ સંસારને વિષે કોઈ પ્રકાર રુચિયોગ્ય જણાતો નથી, પ્રત્યક્ષ રસરહિત એવું સ્વરૂપ દેખાય છે, તેને વિષે જરૂર સદ્વિચારવાન જીવને અલ્પ પણ રુચિ થાય નહીં." [૪/૪૧૯.

* * *

જૈન જેને સર્વપ્રકાશતા કહે છે, તેને વેદાંત સર્વવ્યાપકતા કહે છે. [૪/૪૨૦.

* * *

"જે પ્રકારે જીવને શાંત દાંતપણું ઉદ્ભવ થાય તે પ્રકારે વાંચનાદિ સમાગમ કરવો ઘટે છે. તે વાત બળવાન કરવાયોગ્ય છે." [૪/૪૨૯.

* * *

નિર્ભયવાણી મુમુક્ષુજીવને ઘણુંકરી પુરુષાર્થમાં બળવાન કરે છે.' [૪/૪૩૪

* * *

'ભગવત્ભગવત્‌નું સંભાળશે, પણ જ્યારે જીવ પોતાપણું મુકશે ત્યારે,' એવું જે ભદ્રજનોનું વચન તે પણ વિચારતાં હિતકારી છે. [૪/૪૪૧.

* * *

"ચિત્તમાંથી વિક્ષેપની નિવૃત્તિ કરવાયોગ્ય છે." [૪,૪૫૩

* * *

જ્યારે પ્રારબ્ધોદય દ્રવ્યાદિ કારણોમાં નિર્બળ હોય ત્યારે વિચારવાન જીવે વિશેષ પ્રવૃત્તિ કરવી ન ઘટે, અથવા આજુબાજુની ઘણી સંભાળથી કરવી ઘટે; એક લાભનો જ પ્રકાર દેખ્યા કરી કરવી ન ઘટે,

મુઝાવાથી કંઈ કર્મની નિવૃત્તિ ઇચ્છિએ છીએ તે થતી નથી અને આર્ત્તધ્યાન થઈ જ્ઞાનીના માર્ગપર પગ મુકાય છે. [૪,૪૬૩.

* * *

જે પ્રકારે અસંગતાએ આત્મભાવ સાધ્ય થાય તે પ્રકારે પ્રવર્ત્તવું એ જ જિનની આજ્ઞા છે. [૪/૪૭૦.

* * *

પર પદાર્થથી જેટલે અંશે હર્ષ–વિષાદ, તેટલું જ્ઞાનનું તારતમ્ય ઓછું એમ સર્વજ્ઞે કહ્યું છે. [૪/૫૧૯–૨.

* * *

સર્વપ્રતિબંધથી મુક્ત થયા વિના સર્વદુ ખથી મુક્ત થવું સંભવતું નથી. [૪/૫૩૧–૧.

* * *

"આત્માર્થે વિચારમાર્ગ અને ભક્તિમાર્ગ આરાધવાયોગ્ય છે." [૪/૫૩૫.

* * *

કંઈ પણ બને તો જ્યા આત્માર્થ ચર્ચિત થતો હોય ત્યાં જવા આવવા, શ્રવણાદિનો પ્રસગ કરવાયોગ્ય છે ગમે તો જૈન શિવાય બીજા દર્શનથી વ્યાખ્યા થતી હોય તો તે પણ વિચારાર્થે શ્રવણ કરવાયોગ્ય છે. [૪/૫૪૪.

* * *

દૃશ્યને અદૃશ્ય કર્યું અને અદૃશ્યને દૃશ્ય કર્યું એવું જ્ઞાનીપુરુષોનું આશ્ચર્યકારક અનંત ઐશ્વર્ય વીર્યવાણીથી કહી શકાવું યોગ્ય નથી. [૪/૫૫૮.

* * *

ગૃહાદિપ્રવૃત્તિના યોગે ઉપયોગ વિશેષ ચલાયમાન રહેવાયોગ્ય છે, એમ જાણીને પરમપુરુષ સર્વસંગપરિત્યાગનો ઉપદેશ કરતા હતા. [૪/૫૭૪.

* * *

શરીર કોનું છે ? મોહનું છે. માટે અસંગભાવના રાખવી યોગ્ય છે. [૪/૬૩૦.

* * *

અનિયમિત અને અલ્પ આયુષ્યવાળા આ દેહે આત્માર્થનો લક્ષ સૌથી પ્રથમ કર્ત્તવ્ય છે. [૪/૬૩૯.

* * *

જે જ્ઞાન મહા નિર્જરાનો હેતુ થાય છે, તે જ્ઞાન અનધિકારી જીવના હાથમાં જવાથી તેને અહિતકારી થઈ ઘણુંકરી પરિણમે છે. [૪/૬૬૫.

* * *

વૈરાગ્ય અને ઉપશમના વિશેષાર્થે ભાવનાબોધ, યોગવાસિષ્ઠના પ્રથમનાં બે પ્રકરણો; પંચીકરણ એ આદિ ગ્રંથો વિચારવા યોગ્ય છે. [૪/૬૭૭.

* * *

જીવમા પ્રમાદ વિશેષ છે, માટે આત્માર્થના કાર્યમાં જીવે નિયમિત થઈને પણ તે પ્રમાદ ટાળવો જોઈએ—અવશ્ય ટાળવો જોઈએ [૪/૬૭૭

* * *

"વખતનો અવકાશ મેળવીને નિયમિત રીતે એથી ચાર ઘડી સુધી . . શાંત અને વિરક્ત ચિત્તથી 'સૂયગડાંગ' વિચારવુ ઘટે છે" [૪/૬૮૮-૩

* * *

તિથિઆદિનો વિકલ્પ છોડી નિજ વિચારમા વર્તવુ એ જ કર્ત્તવ્ય છે.

મુમુક્ષુપણુ જેમ દ્રઢ થાય તેમ કરો હારવાનો અથવા નિરાશ થવાનો કાઈ હેતુ નથી

દુર્લભ યોગ જીવને પ્રાપ્ત થયો તો પછી થોડોક પ્રમાદ છોડી દેવામા જીવે મુઝાવા જેવુ અથવા નિરાશ થવા જેવુ કઈ જ નથી.

નિવૃત્તિયોગમા સત્સમાગમની વૃત્તિ રાખવી યોગ્ય છે. [૪,૭૬૪

* * *

"સદ્દેવ–ગુરુ–શાસ્ત્ર-ભક્તિ અપ્રમતપણે ઉપાસનીય છે" [૪/૭૮૯.

* * *

"બાહ્યાભ્યંતર અસગપણું પામ્યા છે એવા મહાત્માઓને સસારનો અત સમીપ છે, એવો નિ સંદેહ જ્ઞાનીનો નિશ્ચય છે" [૪/૮૧૨.

* * *

શરીર પ્રકૃતિના અનુકૂળ પ્રતિકૂળપણાને આધીન ઉપયોગ અકર્ત્તવ્ય છે. [૪/૮૫૩-૩.

* * *

તિક્ષણવેદના અનુભવતા સ્વરૂપભ્રશવૃત્તિ ન થાય એ જ શુદ્ધચારિત્રનો માર્ગ છે

ઉપશમ જ જે જ્ઞાનનુ મૂળ છે તે જ્ઞાનમા તિક્ષણવેદના પરમનિર્જરા ભાસવાયોગ્ય છે [૪/૮૫૬-૭

* * *

લૌકિક મેળામા વૃત્તિને ચચળ કરે એવા પ્રસગ વિશેષ હોય. સાચો મેળો સત્સગીનો એવા મેળામાં વૃત્તિની ચચળતા ઓછી થાય–દૂર થાય. માટે સત્સગમેળાને જ્ઞાનીઓએ વખાણ્યો છે–ઉપદેશ્યો છે. [૪/૮૬૦.

* * *

વેદનીય તથારૂપ ઉદયમાનપણે વેદવામા હર્ષ શોક શો? [૪/૮૭૩

* * *

"ઇશ્વિરેચ્છા જેમ હશે તેમ થશે વિકલ્પ કરવાથી ખેદ થાય અને તે તો જ્યાસુધી તેની ઇચ્છા હોય તે પ્રકારે પ્રવર્ત્તે. સમ રહેવું યોગ્ય છે." [૨૬૭.

## ભાવનાયુક્ત-વચનો.

સત્પુરુષોનુ યોગબળ જગતનુ કલ્યાણ કરો [૫૬

* * *

જ્ઞાનીના સર્વ વ્યવહાર પરમાર્થમૂળ હોય છે, તોપણ જે દિવસે ઉદય પણ આત્માકાર વર્તશે તે દિવસને ધન્ય છે [૪૭૧

* * *

પડવાના ભયકર સ્થાનક સાવચેત રહી, તથારૂપ સામર્થ્ય વિસ્તારી સિદ્ધિ કરી છે, તે પુરુષાર્થને સભારી રોમાંચિત, અનંત અને મૌન એવુ આશ્ચર્ય ઉપજે છે [૪૦૬

* * *

જે અચિંત્ય દ્રવ્યની શુદ્ધચિતિસ્વરૂપ કાતિ પરમ પ્રગટ થઈ અચિંત્ય કરે છે, તે અચિંત્ય દ્રવ્ય સહજ સ્વાભાવિક નિજસ્વરૂપ છે એવો નિશ્ચય જે પરમકૃપાળુ સત્પુરુષે પ્રકાશ્યો તેનો અપાર ઉપકાર છે [૫૩૫

* * *

"ભયકર નરકગતિમા તિર્યંચગતિમા અને માઠી દેવ તથા મનુષ્ય ગતિમા હે જીવ! તીવ્ર દુ:ખ પામ્યો, માટે હવે જિનભાવના (જિન ભગવાન જે પરમશાત રસે પરિણમી સ્વરૂપસ્થ થયા તે પરમ શાતરસ ચિતવના) ભાવ-ચિંતવ કે જેથી તેવા અનત દુ:ખોનો આત્યતિક વિયોગ થઈ પરમ અવ્યાબાધ સુખ સપત્તિ સપ્રાપ્ત થાય" [૫૬૬

* * *

શ્રીસદ્ગુરુએ કહ્યો છે એવો નિર્ગ્રંથમાર્ગનો સદાય આશ્રય રહો [૪૬૬

* * *

"ચક્રવર્તિની સમસ્ત સપત્તિ કરતા પણ જેનો એક સમયમાત્ર પણ વિશેષ મૂલ્યવાન છે એવો આ મનુષ્યદેહ અને પરમાર્થને અનુકૂળ એવા યોગ સપ્રાપ્ત છતા જો જન્મ મરણથી રહિત એવા પરમપદનુ ધ્યાન રહ્યુ નહીં તો આ મનુષ્યત્વને અધિષ્ઠિત એવા આત્માને અનંતવાર ધિક્કાર હો!"

જેમણે પ્રમાદનો જય કર્યો તેમણે પરમપદનો જય કર્યો [૫૭૨

* * *

"દેહથી ભિન્ન સ્વપરપ્રકાશક પરમજ્યોતિસ્વરૂપ એવો આ આત્મા તેમા નિમગ્ન થાઓ! હે આર્ય જનો! અતર્મુખ થઈ, સ્થિર થઈ, તે આત્મામા જ રહો તો અનત અપાર આનદ મેળવશો"

"સર્વ જગતના જીવો કંઈ ને કંઈ મેળવીને સુખ પ્રાપ્ત કરવા ઇચ્છે છે. મોટો ચક્રવર્તિ રાજા, તે પણ વધતા વૈભવ-પરિગ્રહના સંકલ્પમાં પ્રયત્નવાન છે. અને મેળવવામાં સુખ માને છે. પણ અહો ! જ્ઞાનીઓએ તો તેથી વિપરીત જ સુખનો માર્ગ નિર્ણીત કર્યો કે કિંચિત્ માત્ર પણ ગ્રહણ કરવું એ જ સુખનો નાશ છે.

"વિષયથી જેની ઇંદ્રિયો આર્ત્ત છે, તેને શીતળ એવું આત્મસુખ-આત્મતત્વ ક્યાંથી પ્રતીતિમાં આવે ?"

• • •

'સર્વોત્કૃષ્ટશુદ્ધિ ત્યાં સર્વોત્કૃષ્ટસિદ્ધિ.' . . . હે આર્ય જનો ! આ પરમ વાક્યનો આત્માપણે તમો અનુભવ કરો. [૫૮૦.

* * *

"જેની પ્રત્યક્ષદશા જ બોધરૂપ છે તે મહત્પુરુષને ધન્ય છે."

* * * [હાo નોંo ૨/૫.

"આકાશવાણી:-તપ કરો; તપ કરો; શુદ્ધ ચૈતન્યનું ધ્યાન કરો; શુદ્ધ ચૈતન્યનું ધ્યાન કરો." [હાo નોંo ૩/૧૦.

* * *

"નિરાબાધપણે જેની મનોવૃત્તિ વહ્યા કરે છે. સંકલ્પ-વિકલ્પની મંદતા જેને થઈ છે; પંચ વિષયથી વિરક્ત બુદ્ધિના અંકુરો જેને ફૂટ્યા છે; ક્લેશનાં કારણ જેણે નિર્મૂળ કર્યાં છે; અનેકાંતદૃષ્ટિયુક્ત એકાંતદૃષ્ટિને જે સેવ્યા કરે છે; જેની માત્ર એક શુદ્ધ વૃત્તિ જ છે; તે પ્રતાપી પુરુષ જયવાન વર્તો." [૫૮.

* * *

શ્રીમત્ વીતરાગ ભગવંતોએ નિશ્ચિતાર્થે કરેલો એવો અચિંત્ય ચિંતામણિરૂપ, પરમ હિતકારી, પરમ અદ્ભુત, સર્વ દુઃખનો નિઃસંશય આત્યાંતિક ક્ષય કરનાર, પરમ અમૃતસ્વરૂપ, એવો સર્વોત્કૃષ્ટ શાશ્વત ધર્મ જયવંત વર્તો, ત્રિકાળ જયવંત વર્તો. [૫૩૯.

* * *

સ્વપર પરમોપકારક પરમાર્થસત્યધર્મ જયવંત વર્તો. [હાo નોંo ૨/૧૪.

* * *

અહો, સત્પુરુષના વચનામૃત ! મુદ્રા અને સત્સમાગમથી સુષુપ્ત ચેતનને જાગ્રત કરનાર, પડતી વૃત્તિને સ્થિર રાખનાર, દર્શનમાત્રથી નિર્દોષ અપૂર્વ

સ્વભાવને પ્રેરક, સ્વસ્વરૂપ પ્રતીતિ, અપ્રમત્ત સંયમ અને પૂર્ણવીતરાગ નિર્વિકલ્પ સ્વભાવના કારણભૂત–છેલ્લે અયોગી સ્વભાવ પ્રકટ કરી અનંત અવ્યાબાધ સ્વરૂપમાં સ્થિતિ કરાવનાર, ત્રિકાળ જયવંત વર્તો.

"અહો! સર્વોત્કૃષ્ટ શાંતરસમય સન્માર્ગ."

"અહો! તે સર્વોત્કૃષ્ટ શાંતરસ સુપ્રતિત કરાવ્યો એવા પરમકૃપાળુ સદ્ગુરુદેવ . . . આ વિશ્વમાં સર્વકાળ તમે જયવંત વર્તો, જયવંત વર્તો."

* * * [હા૦ નોં૦ ૩/૨૩.

"જ્ઞાનીઓનો સનાતન સન્માર્ગ જયવત વર્તો." [૪/૮૭૨.

* * *

"હે નાથ! સાતમી તમતમપ્રભા નરકની વેદના મળી હોત તો વખતે સમ્મત કરત પણ જગત્‌ની મોહની સમ્મત થતી નથી." [૯.

* * *

"હે પરમાત્મા! અમે તો એમ જ માનીએ છીએ, કે આ કાળમાં પણ જીવનો મોક્ષ હોય; તેમ છતાં જૈન–ગ્રંથોમાં કવચિત્ પ્રતિપાદન થયું છે તે પ્રમાણે, આ કાળે મોક્ષ ન હોય તો, આ ક્ષેત્રે એ પ્રતિપાદન તું રાખ–અને અમને મોક્ષ આપવા કરતાં સત્પુરુષના જ ચરણનું ધ્યાન કરીએ અને તેની સમીપ જ રહીએ એવો યોગ આપ."

"હે પુરુષપુરાણ! અમે તારામાં અને સત્પુરુષમાં કંઈ ભેદ હોય એમ સમજતા નથી; તારા કરતાં અમને તો સત્પુરુષ જ વિશેષ લાગે છે, કારણ કે તું પણ તેને આધીન જ રહ્યો છે અને અમે સત્પુરુષને ઓળખ્યા વિના તને ઓળખી શક્યા નહીં; એ જ તારું દુર્ઘટપણું અમને સત્પુરૂષ પ્રત્યે પ્રેમ ઉપજાવે છે. કારણ કે તું વશ છતાં પણ તેઓ ઉન્મત્ત નથી અને તારાથી પણ સરળ છે, માટે હવે તું કહે તેમ કરીએ."

"હે નાથ! તારે ખોટું ન લગાડવું કે અમે તારા કરતાં પણ સત્પુરુષને વિશેષ સ્તવીએ છીએ; જગત્ આખું તને સ્તવે છે, તો પછી અમે એક તારા સામા બેઠા રહીશું તેમાં તને ક્યાં સ્તવનની આકાંક્ષા છે અને ક્યાં તને ન્યુનપણું પણ છે." [૧૩૦.

* * *

હે જ્ઞાતપુત્ર ભગવન્! કાળની બલિહારી છે. આ ભારતના હીનપુણ્યી મનુષ્યોને તારું સત્ય, અખંડ અને પૂર્વાપર અવિરોધ શાસન ક્યાંથી પ્રાપ્ત

થાય? થવામાં આવાં વિઘ્નો ઉત્પન્ન થયાં: તારા બોધેલાં શાસ્ત્રો કલ્પિત અર્થથી વિરાધ્યાં, કેટલાંક સમૂળગાં ખંડ્યા. ધ્યાનનુ કાર્ય, સ્વરૂપનું કારણ એ જે તારી પ્રતિમા તેથી કટાક્ષદૃષ્ટિએ લાખો ગમે લોકો વળ્યા; તારા પછી પરંપરાએ જે આચાર્ય પુરુષો થયા તેનાં વચનમાં અને તારા વચનમાં પણ શંકા નાંખી દીધી. એકાંત દઈકુટી તારું શાસન નિંદાવ્યું.

શાસન દેવી! એવી સહાયતા કંઈ આપ કે જે વડે કલ્યાણનો માર્ગ હું બીજાને બોધી શકુ, દર્શાવી શકુ.–ખરા પુરુષો દર્શાવી શકે સર્વોત્તમ નિર્ગ્રંથ-પ્રવચનના બોધ ભણી વાળી આત્મવિરાધક પથોથી પાછા ખેંચવામા સહાયતા આપ! તારો ધર્મ છે કે સમાધિ અને બોધિમાં સહાયતા આપવી [૪૭૯

* * *

અહો હો! કર્મની કેવી વિચિત્ર બંધસ્થિતિ છે? જેને સ્વપ્ને પણ ઇચ્છતો નથી, જે માટે પરમ શોક થાય છે, એ જ અગાંભિર્ય દશાથી પ્રવર્ત્તવું પડે છે. [૬૦

* * *

અહો! જ્ઞાનીપુરુષના આશય, ગંભીરતા, ધીરજ અને ઉપશમ અહો! અહો! વારંવાર અહો! [૪૩૭.

* * *

"સ્વપર ઉપકારનું મહત્ કાર્ય હવે કરી લે! ત્વરાથી કરી લે!"

"અપ્રમત્ત થા! અપ્રમત્ત થા!"

"શું કાળનો ક્ષણવારનો પણ ભરુસો આર્ય પુરુષોએ કર્યો છે!"

"હે પ્રમાદ! હવે તું જા, જા."

"હે બ્રહ્મચર્ય! હવે તું પ્રસન્ન થા"

"હે વ્યવહારોદય! હવે પ્રબળથી ઉદય આવીને પણ તું શાંત થા, શાંત"

"હે દીર્ઘસૂત્રતા! સુવિચારનું, ધીરજનું, ગંભીરપણાનુ પરિણામ તું શા માટે થવા ઈચ્છે છે?"

"હે બોધબીજ! તું અત્યંત હસ્તામલકવત્ વર્ત્ત, વર્ત્ત"

"હે જ્ઞાન! તું દુર્ગમ્યને પણ હવે સુગમ સ્વભાવમાં લાવી મૂક."

"હે ચારિત્ર! પરમ અનુગ્રહ કર, પરમ અનુગ્રહ કર."

"હે યોગ! તમે સ્થિર થાઓ, સ્થિર થાઓ"

"હે ધ્યાન! તું નિજસ્વાભાવાકાર થા, નિજસ્વાભાકાર થા."

"હે વ્યગ્રતા! તું જતી રહે, જતી રહે."

"હે અલ્પ કે મધ્ય અલ્પ કષાય! હવે તમે ઉપશમ થાઓ, ક્ષીણ થાઓ, અમારે કાંઈ તમારા પ્રત્યે રુચિ રહી નથી.'

"હે સર્વજ્ઞપદ! યથાર્થ સુપ્રતીતપણે તું હૃદયાવેશ કર, હૃદયાવેશ કર"

"હે અસંગ નિર્ગ્રંથપદ! તું સ્વાભાવિક વ્યવહારરૂપ થા"

"હે પરમ કરુણામય સર્વ પરમહિતના મૂળ વીતરાગ ધર્મ! પ્રસન્ન થા, પ્રસન્ન'

"હે આત્મા! તું નિજ સ્વાભાવાકાર વૃત્તિમાં જ અભિમુખ થા, અભિમુખ થા"

"હે વચન સમિતિ! હે કાય ચપળતા! હે એકાંતવાસ! અને અસંગતા! તમે પણ પ્રસન્ન થાઓ પ્રસન્ન થાઓ" [હા૦ નોં૦ ૩/૨૬.

* * *

"હે જીવ! અસારભૂત લાગતા એવા આ વ્યવસાયથી હવે નિવૃત્ત થા, નિવૃત્ત!"

"તે વ્યવસાય કરવાને વિષે ગમે તેટલો બળવાન્ પ્રારબ્ધોદય દેખાતો હોય તોપણ તેથી નિવૃત્ત થા, નિવૃત્ત!

"જો કે શ્રી સર્વજ્ઞે એમ કહ્યું છે કે ચૌદમે ગુણઠાણે વર્તતો એવો જીવ પણ પ્રારબ્ધ વેદ્યા વિના મુક્ત થઈ શકે નહીં, તોપણ તું તે ઉદયનો આશ્રયરૂપ હોવાથી નિજદોષ જાણી તેને અત્યંત તીવ્રપણે વિચારી તેથી નિવૃત્ત થા નિવૃત્ત!"

"કેવળ માત્ર પ્રારબ્ધ હોય અને અન્ય કર્મદશા વર્તતી ન હોય તો તે પ્રારબ્ધ સહેજે નિવૃત્ત થવા દેવાનું બને છે, એમ પરમ પુરુષે સ્વિકાર્યું છે પણ તે કેવળ પ્રારબ્ધ ત્યારે કહી શકાય કે જ્યારે પ્રાણાંત પર્યંત નિષ્ઠાભેદ દૃષ્ટિ ન થાય અને એ સર્વ પ્રસંગમાં એમ બને છે, એવું જ્યાંસુધી કેવળ નિશ્ચય ન થાય ત્યાંસુધી શ્રેય એ છે કે તેને વિષે ત્યાગબુદ્ધિ ભજવી, આ વાત વિચારી હે જીવ! હવે તું અલ્પકાળમાં નિવૃત્ત થા, નિવૃત્ત!" [હા૦ નોં૦ ૧/૪૩

* * *

"હે જીવ! હવે તું સંગનિવૃત્તિરૂપ કાળની પ્રતિજ્ઞા કર, પ્રતિજ્ઞા કર!'

"કેવળ સંગ નિવૃત્તિરૂપ પ્રતિજ્ઞાનો વિશેષ અવકાશ જોવામાં આવે તો અંશસંગનિવૃત્તિરૂપ એવો આ વ્યવસાય તેને ત્યાગ!"

"જે જ્ઞાનદશામાં ત્યાગ—ત્યાગ કંઈ સંભવે નહીં તે જ્ઞાનદશાની સિદ્ધિ છે જેને વિષે એવો તું સર્વસંગત્યાગદશા અલ્પકાળ વેદીશ તો સંપૂર્ણ જગત્ પ્રસંગમાં વર્તે તોપણ તને આધરૂપ ન થાય. એ પ્રકાર વર્ત્યે છત્યે પણ નિવૃત્તિ જ પ્રશસ્ત સર્વજ્ઞે કહી છે, કેમ કે ઋષભાદિ સર્વ પરમ પુરુષે છેવટે એમ જ. કર્યું છે." [હા૦ નોં૦ ૧/૪૪.

* * *

"આમ કાળ વ્યતીત થવા દેવો યોગ્ય નથી. સમયે સમય આત્મોપયોગે ઉપકારી કરીને નિવૃત્ત થવા દેવા યોગ્ય છે."

"અહો! આ દેહની રચના; અહો! ચેતન; અહો! તેનું સામર્થ્ય; અહો! જ્ઞાની; અહો! તેની ગવેષણા! અહો! તેમનું ધ્યાન; અહો! તેમની સમાધી; અહો! તેમનો સંયમ; અહો! તેમનો અપ્રમત્તભાવ; અહો! તેમની પરમ જાગૃત્તિ, અહો! તેમનો વીતરાગ સ્વભાવ; અહો! તેમનું નિરાવરણ જ્ઞાન, અહો! તેમના યોગની શાંતિ; અહો! તેમના વચનાદિ યોગનો ઉદય."

* * * [હા૦ નોં૦ ૨/૧૨.

"હે કામ! હે માન! હે સંગ ઉદય! હે વચન વર્ગણા! હે મોહ! હે મોહદયા! હે શિથિલતા! તમે શા માટે અંતરાય કરો છો? પરમ અનુગ્રહ કરીને હવે અનુકૂળ થાવ, અનુકૂળ થાવ" [હા૦ નોં૦ ૨/૧૯.

* * *

"હે જીવ! સ્થિર દૃષ્ટિથી કરીને તું અંતરંગમા જો, તો સર્વ પરદ્રવ્યથી મુક્ત એવું તારું સ્વરૂપ તને પરમ પ્રસિદ્ધ અનુભવાશે."

"હે જીવ! અસમ્યક્દર્શનને લીધે તે સ્વરૂપ તને ભાસતું નથી. તે સ્વરૂપમાં તને શંકા છે. વ્યામોહ અને ભય છે. સમ્યક્દર્શનનો યોગ પ્રાપ્ત કરવાથી તે અભાસનાદિની નિવૃત્તિ થશે."

"હે સમ્યક્દર્શની! સમ્યક્ચારિત્ર જ સમ્યક્દર્શનનું ફળ ઘટે છે, માટે તેમાં અપ્રમત્ત થા. જે પ્રમત્તભાવ ઉત્પન્ન કરે છે, તે કર્મબંધની તને સુપ્રતીતિનો હેતુ છે." [હા૦ નોં૦ ૨/૭.

* * *

"આતમ ભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે." [૪૦૭

* * *

"હું દેહાદિ સ્વરૂપ નથી અને દેહ, સ્ત્રી-પુત્રાદિ કોઇપણ મારાં નથી; શુદ્ધ ચૈતન્ય-સ્વરૂપ-અવિનાશી એવો હું આત્મા છું." [૪૬૬.

* * *

"સર્વથી સર્વ પ્રકારે હું ભિન્ન છું. એક કેવળ-શુદ્ધ-ચૈતન્યસ્વરૂપ પરમોત્કૃષ્ટ-અચિંત્ય-સુખસ્વરૂપ માત્ર એકાંત-શુદ્ધ-અનુભવરૂપ હું છું; ત્યાં વિક્ષેપ શો? વિકલ્પ શો? ભય શો? ખેદ શો? બીજી અવસ્થા શી? હું માત્ર નિર્વિકલ્પ શુદ્ધ-શુદ્ધ, પ્રકૃષ્ટ-શુદ્ધ, પરમશાંત ચૈતન્ય છું; હું માત્ર નિર્વિકલ્પ છું, હું નિજસ્વરૂપમય ઉપયોગ કરુ છુ, તન્મય થાઉં છુ." [૫૩૩.

* * *

"હું અસંગ શુદ્ધચૈતન છુ. વચનાતીત-નિર્વિકલ્પ એકાંત-શુદ્ધ અનુભવ સ્વરૂપ છુ."

"હું પરમ-શુદ્ધ-અખંડ-ચિદ્‌ધાતુ છુ." [હા૦ નોં૦ ૨/૧૭.

* * *

"હું એક છુ. અસગ છું. સર્વ પરભાવથી મુક્ત છું."

"અસંખ્યાત પ્રદેશાત્મક નિજ અવગાહના પ્રમાણ અજન્મ, અજર-અમર, શાશ્વત છું. સ્વપર્યાય પરિણામી સમયાત્મક છું."

"શુદ્ધ ચૈતન્યસ્વરૂપ માત્ર નિર્વિકલ્પ દૃષ્ટા છું." [હા૦ નોં૦ ૩/૧૧

* * *

"હું કેવળ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ સહજ નિજ અનુભવસ્વરૂપ છું."

"વ્યવહારદૃષ્ટિથી માત્ર આ વચનનો વક્તા છું,"

"પરમાર્થથી તો માત્ર તે વચનથી વ્યંજીત મૂળ અર્થરૂપ છું."

"તમારાથી જગત્ ભિન્ન છે, અભિન્ન છે, ભિન્નાભિન્ન છે."

"ભિન્ન, અભિન્ન, ભિન્નાભિન્ન એવો અવકાશ સ્વરૂપમાં નથી. વ્યવહાર દૃષ્ટિથી તેનું નિરૂપણ કરીએ છીએ."

"જગત્ મારા વિષે ભાસ્યમાન હોવાથી અભિન્ન છે. પણ જગત્-જગત સ્વરૂપે છે, હું સ્વસ્વરૂપે છું, તેથી જગત્ મારાથી કેવળ ભિન્ન છે. તે બે દૃષ્ટિથી જગત્ મારાથી ભિન્નાભિન્ન છે." [હા૦ નોં૦ ૩/૭.

* * *

---

# નીતિ વચનો*

સર્વ સામાન્ય—

૧ સત્ય પણ કરુણામય બોલવુ
૨ નિર્દોષ સ્થિતિ રાખવી
૩ વૈરાગ્ય હૃદય રાખવુ
૪ દર્શન પણ વૈરાગ્યી રાખવુ
૫ ડુગરની તળેટીમા વધારે યોગ સાધવો
૭ આહાર, વિહાર, આળસ, નિદ્રા ઇ૦ ને વશ કરવા
૮ સસારની ઉપાધિથી જેમ અને તેમ વિરક્ત થવુ
૯ સર્વસગઉપાધિ ત્યાગવી
૧૦ ગૃહસ્થાશ્રમ વિવેકી કરવો
૧૧ તત્ત્વધર્મ સર્વજ્ઞતા વડે પ્રણીત કરવો
૧૨ વૈરાગ્ય અને ગભીરભાવથી બેસવુ—સઘળી સ્થિતિ તેમજ
૧૪ વિવેકી વિનયી, અને પ્રિય પણ મર્યાદિત બોલવુ
૧૫ સાહસ કર્ત્તવ્ય પહેલા વિચાર રાખવો
૧૬ પ્રત્યેક પ્રકારથી પ્રમાદને દૂર કરવો
૧૭ સઘળુ કર્ત્તવ્ય નિયમિત જ રાખવુ
૧૮ શુક્લભાવથી મનુષ્યનુ હરણ કરવુ
૧૯ શીર જતા પણ પ્રતિજ્ઞા ભગ ન કરવી
૮૦ યોગવડે હૃદયને શુકલ કરવુ
૩૮૦ સાયકાળે જમવુ નહીં
૩૮૩ ઉંઘમાથી ઉઠી જમવુ નહીં
૩૮૪ શૌચક્રિયા પહેલા કાંઈ ક્રિયા કરવી નહીં
૫૦૩ તત્ત્વધર્મનિંદકપર પણ રોષ ધરવો નહીં
૫૦૪ ધીરજ મૂકવી નહીં
૫૦૫ ચરિત્રને અદ્ભુત કરવુ
૫૦૬ વિજય-કીર્તિ-યશ સર્વપક્ષી પ્રાપ્ત કરવા
૫૦૭ કોઇનો ઘર સસાર તોડવો નહીં
૫૦૮ અતરાય નાખવી નહીં
૫૦૯ શુક્લ ધર્મ ખડવો નહીં.
૫૧૦ નિષ્કામ શીન આરાધવુ નહીં
૫૧૧ ત્વરિત ભાષા બોલવી નહીં
૫૨૨ બે પુરુષે સાથે સૂવુ નહીં
૫૩૨ ભૂલની વિસ્મૃતિ કરવી નહીં
૫૩૩ કદોઇ, કલાલ, સોનીની દુકાને બેસવુ નહીં
૫૩૪ કારીગરને ત્યા જવુ નહીં

* આ નીતિ વચનો શ્રીમદે સવત ૧૯૪૨ મા એટલે પોતાની પ્રથમ અવસ્થામાં (૧૮ વર્ષની ઉમરે) લખ્યાં હતા—સશોધક

૫૩૧ તમાકુ સેવવી નહીં.
૫૩૬ સોપારી બે વખત ખાવી.
૫૩૯ સમય વિના વ્યવહાર બોલવો નહીં.
૫૪૬ પ્રત્યેક ગૃહ શાંતિ વિરામ રાખવા.
૫૫૦ દુઃખ અને ખેદ એ ભ્રમણા છે.
૫૫૧ માણસ ચાહે તે કરી શકે
૬૧૪ ક્ષૌર કર્મ નિયમિત રાખવું.
૬૧૫ જ્વરાદિકમાં સ્નાન કરવું નહીં.
૬૧૬ જળમાં ડુબકી મારવી નહીં.
૬૫૦ શ્રીમંતાવસ્થાએ વિ૦ શાળાથી કરવું [?]
૬૮૮ પ્રાણીપર કોપ કરવો નહીં.
૬૮૯ વસ્તુનું તત્ત્વ જાણવું.

**સ્વાશ્રયી—**

૩૦ વિશેષ પ્રમાદ લઉં નહીં.
૩૧ સ્વાદિષ્ટ ભોજન લઉં નહીં.
૩૭ વધારે જળપાન કરું નહીં.
૪૪ લોક નિંદાથી ડરું નહીં.
૪૫ રાજ્ય ભયથી ત્રાસું નહીં.
૪૬ અસત્ય ઉપદેશ આપું નહીં.
૪૭ ક્રિયા સદોષી કરુ નહીં.
૪૮ અહંપદ રાખું કે ભાખું નહીં.
૪૯ સમ્યક્પ્રકારે વિશ્વભણી દૃષ્ટિ કરું.
૫૮ સૃષ્ટિ સૌંદર્યમાં મોહ રાખું નહીં.
૫૯ સુખ દુઃખપર સમભાવ કરું.
૬૦ રાત્રિ ભોજન કરું નહીં.
૬૧ જેમાંથી નિશો તે સેવું નહીં.
૬૨ પ્રાણીને દુઃખ થાય એવું મૃષા ભાખું નહીં.
૬૩ અતિથિનું સન્માન કરું.
૬૪ પરમાત્માની ભક્તિ કરું.
૬૫ પ્રત્યેક સ્વયંબુદ્ધને ભગવાન માનું—તેને દિન પ્રતિ પૂજું.
૬૭ વિદ્વાનોને સન્માન આપુ
૬૮ વિદ્વાનોથી માયા કરું નહીં.
૬૯ માયાવિને વિદ્વાન કહું નહીં.
૭૦ કોઇ દર્શનને નિંદુ નહીં.
૭૧ એક પક્ષી મતભેદ બાંધું નહીં.
૭૨ અજ્ઞાન પક્ષને આરાધું નહીં.
૭૪ આત્મપ્રશંસા ઇચ્છું નહીં.
૭૫ કોઈ કૃત્યમાં પ્રમાદ કરુ નહીં.
૭૬ માંસાદિક આહાર કરું નહીં.
૭૭ તૃષ્ણાને સમાવું.
૭૮ તાપથી મુક્ત થવું એ મનોજ્ઞતા માનું.
૭૯ તે મનોરથ પાર પાડવા પરાયણ થવું.
૮૧ અસત્ય પ્રમાણથી વાત પૂર્તિ કરું નહીં.
૮૨ અસંભવિત કલ્પના કરું નહીં.
૮૩ લોક અહિત પ્રણિત કરું નહીં
૮૪ જ્ઞાનીની નિંદા કરુ નહીં.
૮૫ વૈરીના પણ ગુણની સ્તુતિ કરું.
૧૦૭ વૈરીના સત્યવચનને માન આપુ
૮૬ વૈરભાવ કોઇથી રાખું નહીં.

૮૭ માતા પિતાને મુક્ત વાટે ચઢાવું.
૮૮ રુડી વાટે તેમને બદલો આપુ.
૮૯ તેમની મિથ્યા આજ્ઞા માનુંનહીં.
૯૨ ઉતાવળો ચાલુ નહીં.
૯૩ જોશભેર ચાલું નહીં.
૯૪ મરોડથી ચાલું નહીં.
૯૫ ઉચ્છૃંખલ અભિમાન કરું નહીં.
૯૬ વસ્ત્રનું અભિમાન કરુ નહીં.
૯૭ વધારે વાળ રાખુ નહીં.
૯૮ ચપોચપ વસ્ત્ર સજું નહી.
૯૯ અપવિત્ર વસ્ત્ર પહેરુ નહીં.
૧૦૦ ઉનના વસ્ત્ર પહરેવા પ્રયત્ન કરું.
૧૦૧ રેશમી વસ્ત્રનો ત્યાગ કરુ.
૧૦૨ શાંત ચાલથી ચાલું.
૧૦૩ ખોટો ભપકો કરુ નહીં.
૧૦૪ ઉપદેશકને દ્વેષથી જોઉ નહીં.
૧૦૫ દ્વેશ માત્રનો ત્યાગ કરુ.
૧૦૬ રાગ દૃષ્ટિથી એકદે વસ્તુ આરાંધુ નહી.
૧૨૧ અળગણ પાણી પીઉં નહીં.
૧૨૨ પાપી જળે ન્હાઉં નહીં.
૧૨૩ વધારે જળ ઢોળુ નહીં.
૧૨૪ વનસ્પતિને દુ:ખ આપુ નહી.
૧૨૫ અસ્વચ્છતા રાખુ નહીં.
૧૨૬ . . . પહોરનું રાધેલું ભોજન કરુ નહીં.
૧૨૭ રસેંદ્રિયની વૃદ્ધિ કરું નહીં.
૧૨૮ રોગ વગર ઔષધનું સેવન કરુ નહીં.
૧૨૯ વિષનું ઔષધ ખાઉં નહીં.
૧૩૦ ખોટી ઉદારતા સેવું નહીં.
૧૩૧ કૃપણ થાઉં નહીં.
૧૩૨ આજીવિકા શિવાય કોઈમા માયા કરુ નહીં.
૧૩૩ આજીવિકામાટે ધર્મ બોધું નહીં.
૧૩૪ વખતનો અનુપયોગ કરુ નહીં.
૧૩૫ નિયમ વગર કૃત સેવું નહીં.
૧૩૬ પ્રતિજ્ઞા વ્રત તોડુ નહી.
૧૩૭ સત્ય વસ્તુનું ખંડન કરુ નહીં.
૧૩૮ તત્ત્વજ્ઞાનમાં શકિત થાઉં નહીં.
૧૩૯ તત્ત્વ આરાધતાં લોક નિંદાથી ડરું નહીં.
૧૪૦ તત્ત્વ આપતાં માયા કરુ નહીં.
૧૪૧ સ્વાર્થને ધર્મ ભાખુ નહીં.
૧૪૨ ચારે વર્ગને મડન કરું.
૧૪૩ ધર્મવડે સ્વાર્થ પેદા કરુ નહીં.
૧૪૪ ધર્મવડે અર્થ પેદા કરુ.
૧૪૫ જડતા જોઈનેઆક્રોપ પામુનહી.
૧૪૬ ખેદની સ્મૃત્તિ આણું નહીં.
૧૪૭ મિથ્યાત્વને વિસર્જન કરું
૧૪૮ અસત્યને સત્ય કરું હું નહીં.
૧૫૦ હિંસાવડે સ્વાર્થ ચાહું નહીં.
૧૫૧ સૃષ્ટિનો ખેદ વધારુ નહીં.
૧૫૨ ખોટી મોહિની પેદા કરું નહીં.
૧૫૩ વિદ્યા વિના મૂર્ખ રહું નહીં.
૧૫૪ વિનયને આરાધી રહું
૧૫૫ માયા-વિનયનો ત્યાગ કરુ.
૧૫૬ અદત્તાદાન લઉં નહીં.

૧૫૭ કલેશ કરું નહીં.
૧૫૮ દત્તા અનીતિ લઉં નહીં.
૧૫૯ દુઃખી કરીને ધન લઉં નહીં.
૧૬૦ ખોટો તોલ તોલું નહીં.
૧૬૧ ખોટી સાક્ષી પૂરું નહીં.
૧૬૨ ખોટા સોગન ખાઉં નહીં.
૧૬૩ હાંસી કરું નહીં.
૧૬૪ સમભાવથી મૃત્યુને જોઉં.
૧૬૫ કોઈના મોતથી હસવું નહીં.
૧૬૬ મોતથી હર્ષ માનવો.
૧૬૭ વિદેહી હૃદયને કરતો જોઉં. [?]
૧૬૮ વિદ્યાનું અભિમાન કરું નહીં.
૧૬૯ ગુરુનો ગુરુ બનું નહીં.
૧૭૦ અપૂજ્ય આચાર્યને પૂજું નહીં.
૧૭૧ ખોટું અપમાન તેને આપું નહીં.
૧૭૨ અકરણીય વ્યાપાર કરું નહીં.
૧૭૩ ગુણ વગરનું વક્તૃત્વ સેવું નહીં.
૧૭૪ તત્ત્વજ્ઞ તપ અકાલિક કરું નહીં.
૧૭૫ શાસ્ત્ર વાંચું.
૧૭૬ પોતાના મિથ્યાતર્કને ઉત્તેજન આપું નહીં.
૧૭૭ સર્વ પ્રકારની ક્ષમાને ચાહું.
૧૭૮ સંતોષની પ્રયાચના કરું.
૧૭૯ સ્વાત્મભક્તિ કરું.
૧૮૦ સામાન્યભક્તિ કરું.
૧૮૧ અનુપાશક થાઉં.
૧૮૨ નિરાભિમાની થાઉં.
૧૮૩ મનુષ્ય જાતિમાં ભેદ ન માનું.
૧૮૪ જડની દયા ખાઉં.
૧૮૫ વિશેષથી [?] નયન ઠંડા કરું.
૧૮૬ સામાન્યથી મિત્રભાવ રાખું.
૧૮૭ પ્રત્યેક વસ્તુનો નિયમ કરું.
૧૮૮ સાદા પોશાકને ચાહું.
૧૮૯ મધુરી વાણી ભાખું.
૧૯૦ મનોવીરત્વની વૃદ્ધિ કરું.
૧૯૧ પ્રત્યેક પરીષહ સહન કરું.
૧૯૨ આત્માને પરમેશ્વર માનું.
૧૯૩ પુત્રને સારે રસ્તે ચડાવું.
૧૯૪ . . . ખોટા લાડ લડાવું નહીં.
૧૯૫ . . . મલીન રાખું નહીં.
૧૯૬ અવળી વાતથી સ્તુતિ કરું નહીં.
૧૯૭ મોહિની ભાવે નિરખું નહીં.
૧૯૮ પુત્રીનું વેશવાળ યોગ્ય ગુણે કરું.
૧૯૯ . . . સમવય જોઉં.
૨૦૦ . . . સમગુણ જોઉં.
૨૦૧ તારો સિદ્ધાંત તુટે તેમ સંસાર-વ્યવહાર ન ચલાવું.
૨૦૨ પ્રત્યેકને વાત્સલ્યતા ઉપદેશું.
૨૦૩ તત્ત્વથી કંટાળું નહીં.
૨૮૩ ખોટી પ્રશંસા કરું નહીં.
૨૮૪ ખોટું આળ આપું નહીં.
૨૮૫ ખોટી વસ્તુ પ્રણીત કરું નહીં.
૨૮૬ કુટુંબ કલેશ કરું નહીં.
૨૮૭ અભ્યાખ્યાન ધારું નહીં.
૨૮૮ પિશુન . . . થઉં નહીં.
૨૮૯ અસત્યથી રાચું નહીં.
૨૮૩ મનના આનંદ કરતાં આત્માનંદને ચાહું.

૨૯૪ સર્વને યથાતથ્ય માન આપુ
૨૯૫ સ્થિતિનો ગર્વ કરુ નહીં
૨૯૬ સ્થિતિનો ખેદ કરુ નહીં
૨૯૭ ખોટો ઉદ્યમ કરુ નહીં
૨૯૯ ખોટી સલાહ આપુ નહીં
૩૦૦ પાપી સલાહ આપુ નહીં
૩૦૧ ન્યાયવિરુદ્ધ કૃત્ય કરુ નહીં
૩૦૨ ખોટી આશા કોઈ નેઆપુ નહીં
૩૦૩ અસત્ય વચન આપુ નહીં
૩૦૪ સત્ય વચન ભગ કરુ નહીં
૩૦૫ પાચ સમિતિને ધારણ કરુ
૩૦૬ અવિનયથી બેસુ નહીં
૩૦૭ ખોટા મડળમા સુઉ નહીં
૩૧૪ કર્માધર્મિક કરુ નહીં
૩૧૫ સ્વાર્થ કાઈની આજીવિકા તોડુ નહીં
૩૧૬ વધ બધનની શિક્ષા કરુ નહીં
૩૨૧ સર્વ પ્રકારની નીતિ શીખુ
૩૨૨ ભય ભાષા ભાખુ નહીં
૩૨૩ અપશબ્દ બોલુ નહીં
૩૨૪ કોઇને . . શીખડાવુ નહીં
૩૨૫ અસત્ય મર્મ ભાષા બોલુ નહીં
૩૨૬ લીધેલો નિયમ કરણોપકરણી રીતે તોડુ નહીં
૩૨૭ ગૂઢ ચૌર્ય કરુ નહીં
૩૨૮ અતિથિનો તિરસ્કાર કરુ નહીં
૩૨૯ ગુપ્તવાત પ્રસિદ્ધ કરુ નહીં
૩૩૦ પ્રસિદ્ધ કરવા યોગ્ય ગુપ્ત રાખુ નહીં
૩૩૧ વિના ઉપયોગે દ્રવ્ય રઝુ નહીં
૩૩૨ અયોગ્ય કરાર કરાવુ નહીં.
૩૩૩ વધારે વ્યાજ લઉં નહીં
૩૩૪ હિસાબમા ભુલાવુ નહીં
૩૩૫ સ્થૂળ હિંસાથી આજીવિકા ચલાવુ નહીં
૩૩૬ દ્રવ્યનો ખોગે ઉપયોગ કરુ નહીં
૩૩૭ નાસ્તિકતાનો ઉપદેશ આપુ નહીં
૩૩૪ નિયમમા ખોટી દલીલથી છૂટુ નહીં
૪૦૧ નીતિ વિના સસાર ભોગવુ નહીં.
૪૦૨ પ્રસિદ્ધ રીતે કુટિલતાથી ભોગ વર્ણવુ નહીં
૪૦૩ વિરહ ગ્રથ ગુથુ નહીં
૪૦૪ અયોગ્ય ઉપમા આપુ નહીં
૪૦૫ સ્વાર્થ માટે ક્રોધ કરુ નહીં
૪૦૬ વાદયશ પ્રાપ્ત કરુ નહીં
૪૦૭ અપવાદથી ખેદ કરુ નહીં
૪૦૮ ધર્મદ્રવ્યનો ઉપયોગ કરી શકુ નહીં
૪૦૯ દશાશ કે ધર્મમા કાઢુ
૪૧૦ સર્વ–સગ–પરિત્યાગ કરુ
૪૧૧ તારો બોધેલો મારો ધર્મ વિસારુ નહીં
૪૧૨ સ્વપ્રાનંદ ખેદ કરુ નહીં
૪૧૩ આજીવિક વિદ્યા સેવુ નહીં
૪૧૪ તપને વેચુ નહીં
૪૧૫ બે વખતથી વધારે જમુ નહીં

૪૧૭ કોઈ સાથે જમું નહીં.
૪૧૮ પરસ્પર કવળ આપું નહીં. લઉં નહીં.
૪૧૦ વધારે ઓછા પથ્ય સાધન કરું નહીં.
૪૨૦ નિરાગીનાં વચનોને પૂજ્યભાવે માન આપુ.
૪૨૧ નિરાગી ગ્રંથો વાંચુ.
૪૨૨ તત્ત્વનેજ ગ્રહણ કરુ.
૪૨૩ નિર્માલ્ય અધ્યયન કરુ નહીં.
૪૨૪ વિચાર શક્તિને ખીલવુ.
૪૨૫ જ્ઞાન વિના તારો ધર્મ અંગિકૃત કરુ નહીં.
૪૨૬ એકાંત વાદ લઉં નહીં.
૪૨૭ નિરાગી અધ્યયનો મુખે કરું.
૪૨૮ ધર્મ કથા શ્રવણ કરુ.
૪૨૯ નિયમિત કર્ત્તવ્ય મુકુ નહીં.
૪૩૦ અપરાધ શિક્ષા તોડું નહીં.
૪૩૧ યાચકની હાંસી કરું નહીં.
૪૩૨ સત્પાત્રે દાન આપુ.
૪૩૩ દીનની દયા ખાઉં.
૪૩૪ દુઃખીની હાંસી કરુ નહીં.
૪૩૫ ક્ષમાપના વગર શયન કરું નહીં.
૪૩૬ આળસને ઉત્તેજન આપું નહીં.
૪૩૭ સૃષ્ટિકર્મ વિરુદ્ધ કર્મ કરું નહીં.
૪૩૯ નિવૃત્તિ સાધન એ શીવાય સઘળું ત્યાગુ છઉં.
૪૪૦ મર્મ લેખ કરું નહીં.
૪૪૩ અયોગ્ય લેખ લખું નહીં.
૪૪૪ પરદુઃખે દાઝું.
૪૪૫ અપરાધી પર ક્ષમા કરું.
૪૪૬ આપુપ્રજા નો વિનય જાળવું.
૪૪૫ ધર્મકર્ત્તવ્યમાં દ્રવ્ય આપતા માયા ન કરું.
૪૪૬ નમ્ર વીરત્વથી તત્ત્વ ખોધું.
૪૪૭ પરમહંસની હાંસી કરુ નહીં.
૪૪૮ આદર્શ જોઉં નહીં.
૪૪૯ આદર્શમાં જોઈ હસું નહીં.
૪૫૦ પ્રવાહી પદાર્થમાં મોઢુ જોઉં નહીં
૪૫૧ છબી પડાવું નહીં.
૪૫૨ અયોગ્ય છબી પડાવું નહીં.
૪૫૩ ખોટી હા કહું નહીં.
૪૫૫ કલેશને ઉત્તેજન આપું નહીં.
૪૫૬ નિંદા કરું નહીં.
૪૫૭ કર્ત્તવ્ય નિયમ ચૂકું નહીં.
૪૫૮ દિનચર્યાનો ગેર ઉપયોગ કરુ નહીં
૪૫૯ ઉત્તમ શક્તિને સાધ્ય કરું.
૪૬૦ શક્તિ વગરનુ કૃત્ય કરુ નહીં.
૪૬૧ દેશ-કાળાદિને ઓળખું.
૪૬૨ કૃત્યનું પરિણામ જોઉં.
૪૬૩ કોઈનો ઉપકાર ઓળવું નહીં.
૪૬૪ મિથ્યા સ્તુતિ કરું નહીં.
૪૬૫ ખોટા દેવ સ્થાપુ નહીં.
૪૬૬ કલ્પિત ધર્મ ચલાવું નહીં.
૪૬૭ સૃષ્ટિસ્વભાવને અધર્મ કહું નહીં.
૪૬૮ સર્વ શ્રેષ્ટ તત્ત્વ લોચનદાયક માનું.

૪૬૯ માનતા માનું નહીં.
૪૭૦ અયોગ્ય પૂજન કરુ નહીં.
૪૭૧ રાત્રે શીતળ જળથી ન્હાઉં નહીં.
૪૭૨ દિવસે ત્રણ વખત ન્હાઉં નહીં.
૪૭૩ માનની અભિલાષા રાખું નહીં.
૪૭૪ આશાપાદિ સેવું નહીં.
૪૭૫ બીજા પાસે . . . વાત કરું નહીં.
૪૭૬ ટુંકુ લક્ષ રાખું નહીં.
૪૭૭ ઉન્માદ સેવું નહીં.
૪૭૮ રૌદ્રાદિ રસનો ઉપયોગ કરું નહીં.
૪૭૯ શાંત રસને નિંદુ નહીં.
૪૮૦ સત્કર્મમાં આડો આવું નહીં.
૪૮૧ . . . પાછો પાડવા પ્રયત્ન કરુ નહીં.
૪૮૨ મિથ્યાહઠ લઉં નહીં.
૪૮૩ અવાચકને દુઃખ આપું નહીં.
૪૮૪ ખોડીલાની શુખ શાંતિ વધારું.
૪૮૫ નીતિ શાસ્ત્રને માન આપુ.
૪૮૬ હિંસક ધર્મને વળગુ નહીં.
૪૮૭ અનાચારી ધર્મને વળગુ નહીં.
૪૮૮ મિથ્યાવાદી . . . ને વળગુ નહીં.
૪૮૯ શૃંગારી ધર્મને વળગુ નહીં.
૪૯૦ અજ્ઞાન ધર્મને વળગુ નહીં.
૪૯૧ કેવળ બ્રહ્મને વળગુ નહીં.
૪૯૨ કેવળ ઉપાસના સેવું નહીં.
૪૯૩ નિયતવાદ સેવું નહી.
૪૯૪ ભાવે સૃષ્ટિ અનાદિ–અનંત કહું નહીં.
૪૯૫ દ્રવ્યે સૃષ્ટિ આદિ–અંત કહું નહીં.

૪૯૬ પુરુષાર્થને નિંદું નહીં.
૪૯૭ નિષ્પાપીને ચંચળતાથી છળું નહીં.
૪૯૮ શરીરનો ભરુસો કરું નહીં.
૪૯૯ અયોગ્યવચને બોલું નહીં.
૫૦૦ આજીવિકા અર્થે નાટક કરું નહીં.
૫૧૨ પાપગ્રંથ ગુંથું નહીં
૫૧૩ શૌચ સમય મૌન રહું.
૫૧૫ ક્લેશ સમય મૌન રહું.
૫૧૬ જળ પીતાં મૌન રહું.
૫૧૭ જમતાં મૌન રહું.
૫૧૮ પશુપદ્ધતિ જળપાન કરું નહીં.
૫૧૯ કૂદકો મારી જળમાં પડું નહીં.
૫૨૦ સ્મશાને વસ્તુમાત્ર ચાખું નહીં.
૫૨૧ ઉંધુ શયન કરુ નહીં.
૫૨૪ શાસ્ત્રની આશાતના કરું નહીં.
૫૨૫ ગુરુ આદિકની તેમજ.
૫૨૬ સ્વાર્થે યોગ–તપ સાધું નહીં.
૫૨૭ દેશાટન કરું.
૫૨૮ . . . દેશાટન કરુ નહીં.
૫૨૯ ચોમાસું સ્થિરતા કરું.
૫૩૦ સભામાં પાન ખાઉં નહીં.
૫૩૭ ગોળ કૂપમાં ન્હાવા પડું નહીં
૫૩૮ નિરાશ્રિતને આશ્રય આપું.
૫૪૭ ઉપદેશકને સન્માન આપુ.
૫૪૮ અનંતગુણધર્મની ભરેલી સૃષ્ટિ છે એમ માનું.
૫૪૯ કોઇ કાળે તત્ત્વવડે કરી દુનિયામાંથી દુઃખ જશે એમ માનું.

૫૫૫ શુર-વીર્ય-બુદ્ધિ ઈ૦ નો સુખદ ઉપયોગ કરું.

૫૫૩ કોઈકાળે મને દુઃખી માનું નહીં.

૫૫૪ સૃષ્ટિના દુઃખ પ્રનાશન કરું.

૫૫૫ સર્વ સાધ્ય મનોરથ ધારણ કરું.

૫૫૬ પ્રત્યેક તત્ત્વજ્ઞાનીઓને પરમેશ્વર માનું.

૫૫૭ પ્રત્યેકનું ગુણતત્ત્વ ગ્રહણ કરું.

૫૫૮ પ્રત્યેકના ગુણને પ્રફુલ્લિત કરું.

૫૫૯ કુટુંબને સ્વર્ગ બનાવું.

૫૬૪ સૃષ્ટિને સ્વર્ગ બનાવું તો કુટુંબને મોક્ષ બનાવું.

૫૬૧ તત્ત્વાર્થે સૃષ્ટિને સુખી કરતાં હું સ્વાર્થ અર્પું.

૫૬૨ સૃષ્ટિના પ્રત્યેક ગુણની વૃદ્ધિ કરું.

૫૬૩ સૃષ્ટિના દાખલ થતાં સુધી [?] પાપપુણ્ય છે એમ માનું.

૫૬૪ એ સિદ્ધાંત તત્ત્વ ધર્મનો છે, નાસ્તિકતાનો નથી એમ માનું.

૫૬૫ હૃદય શોકિત કરું નહીં,

૫૬૬ વાત્સલ્યતાથી વૈરીને પણ વશ કરું.

૫૬૭ તું જે કરે છે તેમાં અસંભવ ન માનું.

૫૬૮ શંકા ન કરું; ઉથાપું નહીં; મંડન કરું.

૫૮૪ જ્ઞાનક્રિયા સેવવા માટે અજ્ઞાનક્રિયા તજી દઉં.

૫૮૬ કપટને પણ જાણું.

૫૮૮ ધર્મ આજ્ઞા સર્વથી શ્રેષ્ટ માનું છઉં.

૫૮૯ સદ્ગતિ ધર્મનેજ સેવીશ.

૫૯૦ સિદ્ધાંત માનીશ, પ્રણીત કરીશ:

૫૯૧ ધર્મ મહાત્માઓને સન્માન દઈશ.

૫૯૨ જ્ઞાન વિના સઘળી યાચનાઓ ત્યાગુ છઉં.

૫૯૫ જેની તેં ના કહી તે માટે . . . શોધુ કે કારણ માગું નહીં.

૫૯૭ વ્યાયામાદિ સેવીશ.

૫૯૮ પૌષધાદિક વ્રત સેવું છઉં.

૫૯૯ બાંધેલો આશ્રમ સેવું છઉં.

૬૦૦ અકરણીય ક્રિયાજ્ઞાન સાધું નહીં.

૬૦૧ પાપવ્યવહારના નિયમ બાંધું નહીં.

૬૦૨ દ્યુત રમત કરું નહીં.

૬૦૩ રાત્રે શૌર્ય કર્મ કરાવું નહીં.

૬૦૪ ઠાંસોઠાસ સોડતાણી સુઉં નહીં.

૬૦૫ અયોગ્ય જાગૃત્તિ ભોગવું નહીં.

૬૦૬ રસસ્વાદે તનંધર્મ મિથ્યા કરું નહીં.

૬૦૭ એકાંત શારિરધર્મ આરાધું નહીં.

૬૦૮ અનેક દેવ પુજું નહીં.

૬૦૯ ગુણસ્તવન સર્વોત્તમ ગણું.

૬૧૦ સદ્ગુરુનું અનુકરણ કરું.

૬૧૧ શૃંગારી સાતા અનુ માનું નહીં.
૬૧૨ સાગર પ્રવાસ કરુ નહીં.
૬૧૩ આશ્રમ નિયમોને જાણું.
૬૧૭ કૃષ્ણાદિ પાપ લેશ્યાનો ત્યાગ કરુ છઉં.
૬૧૮ સમ્યક્ સમયમાં અપધ્યાનનો ત્યાગ કરું છઉં,
૬૧૯ નામ ભક્તિ મેવીશ નહીં.
૬૨૦ ઉભા ઉભા પાણી પીઉં નહીં.
૬૨૧ આહાર અંતે પાણી પીઉં.
૬૨૨ ચાલતાં પાણી પીઉં નહીં.
૬૨૩ રાત્રે ગળ્યા વિના પાણી પીઉં નહીં.
૬૨૪ મિથ્યા ભાષણ કરું નહીં.
૬૨૫ સત્ શબ્દોને સન્માન આપુ
૬૨૨ ભારે ભોજન કરુ નહીં.
૬૩૩ તીવ્ર હૃદય રાખુ નહીં.
૬૩૪ માનાર્થે કૃત્ય કરુ નહીં
૬૩૫ કિર્ત્યર્થે પુણ્ય કરું નહીં.
૬૩૬ કલ્પિત કથા દૃષ્ટાંત સત્ય કહું નહીં.
૬૩૭ અજાણી વાટે રાત્રે ચાલુ નહીં
૬૩૮ શક્તિનો ગેર ઉપયોગ કરુ નહીં.
૬૪૧ અકૃત ધન લઉ નહીં.
૬૪૨ વળદાર પાઘડી બાંધુ નહીં.
૬૪૩ વળદાર ચલોટો પહેરું નહીં.
૬૪૪ મલિન વસ્ત્ર પહેરુ નહીં.
૬૪૫ મૃત્યુ પાછળ ગરાથી રોઉં નહીં.
૬૪૬ વ્યાખ્યાન શકિતને આરાધુ.
૬૪૭ ધર્મ નામ કલેશમાં પડું નહીં.
૬૪૮ તારા ધર્મ માટે રાજદ્વારે કેસ મૂકું નહીં.
૬૪૯ બને ત્યા સુધી રાજદ્વારે ચઢું નહીં.
૬૫૧ નિર્ધનાવસ્થાનો શોક કરું નહી.
૬૫૨ પરદુઃખે હર્ષ ધરુ નહીં.
૬૫૭ ધર્મિ સુયશી એક કૃત કરવાનો મનોરથ ધરાવું છઉં.
૬૫૮ ગાળ સાંભળું પણ દઉં નહીં.
૬૫૯ શુકલ એકાંતનું નિરંતર સેવન કરુ છઉં.
૬૬૦ સર્વ ધાક [?] મેળાપમાં જઉં નહીં.
૬૬૧ ઝાડતળે રાત્રે શયન કરું નહીં.
૬૬૨ કુવા કાંઠે રાત્રે બેસું નહીં.
૬૬૩ ઐક્ય નિયમને તોડું નહીં.
૬૬૪ તન, મન, ધન, વચન અને આત્મસમર્પણ કરુ છઉં.
૬૬૫ મિથ્યા પરદ્રવ્ય ત્યાગુ છઉં.
૬૬૬ અયોગ્ય શયન ત્યાગુ છઉં.
૬૬૭ અયોગ્ય દાન ત્યાગુ છઉં.
૬૬૮ બુદ્ધિની વૃદ્ધિના નિયમો તજું નહીં.
૬૬૯ દાસત્વ પરમ લાભ ત્યાગું છઉં.
૬૭૦ ધર્મ ધૂર્તતા ત્યાગું છઉં.
૬૭૧ માયાથી નિવર્તુ છઉં.
૬૭૭ પાપસુઝ મનોરથ સ્મૃત કરું છઉં.

૬૭૩ વિદ્યાદાન દેતા છલ ત્યાગુ છઉં.
૬૭૪ સતને સકટ આપુ નહીં
૬૭૫ અજાણ્યાને રસ્તો બતાવુ
૬૭૬ બે ભાવ રાખુ નહીં
૬૭૭ વસ્તુમા સેળભેળ કરુ નહીં.
૬૭૮ જીવહિંસક વ્યાપાર કરુ નહીં
૬૭૯ ના કહેલા અથાણાદિક સેવુ નહીં
૬૮૨ ધર્મકર્તવ્યમા ઉત્સાહાદિનો ઉપયોગ કરીશ
૬૮૩ આજીવિકાઅર્થે સામાન્ય પાપ કરતા પણ કપતો જઇશ
૬૮૪ ધર્મમિત્રમા માયા રચુ નહીં
૬૮૫ ચતુર્વર્ણિ ધર્મવ્યવહારમા ભૂલીશ નહીં
૬૮૬ સત્યવાદીને સહાયભૂત થઇશ
૬૮૭ ધૂર્ત ત્યાગને ત્યાગુ છઉં
૬૯૦ સ્તુતિ-ભક્તિ નિત્ય-કર્મ વિસર્જન કરુ નહીં
૬૯૧ અનર્થ પાપ કરુ નહીં
૬૯૨ આરભોપાધી ત્યાગુ છઉં.
૬૯૩ કુસગ ત્યાગું છઉં.
૬૯૪ મોહ ત્યાગુ છઉં.
૬૯૫ દોષનુ પ્રાયશ્ચિત્ત કરીશ
૬૯૬ પ્રાયશ્ચિત્તાદિકની સ્મૃતિ નહીં કરુ
૬૯૭ સઘળા કરતા ધર્મ વર્મ પ્રીય માનીશ
૬૯૮ તારો ધર્મ ત્રિકરણ શુદ્ધ સેવવા મા પ્રમાદ નહીં કરુ.

**મુનિ આશ્રયી—**

૫૦ નિસ્વાર્થપણે વિહાર કરુ
૫૧ અન્યને મોહની ઉપજાવે એવો દેખાવ કરુ નહીં
૫૨ ધર્માનુરક્ત દર્શનથી બીયરુ
૫૩ સર્વ પ્રાણીથી સમભાવ રાખુ
૫૪ ક્રોધી વચન ભાખુ નહીં
૫૫ પાપી વચન ભાખું નહીં.
૫૬ અસત્ય આજ્ઞા આપુ નહીં
૫૭ અપથ્ય પ્રતિજ્ઞા આપુ નહીં
૭૩૨ અશુદ્ધ આહાર જળ ન લઉં.
૭૩૩ . ગૌચ ન કરુ.
૭૩૪ પરીષહ પ્રત્યેક પ્રકારે સહન કરુ
૭૩૫ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરુ.
૭૩૬ કદમૂળનું ભક્ષણ ન કરું
૭૩૭ કોઈ વસ્તુ જોઈ રાચુ નહીં.
૭૩૮ આજીવિકા માટે ઉપદેશક થાઉં નહીં
૭૩૯ તારા નિયમોને તોડુ નહીં
૭૪૧ તારા નિયમનુ મડન કરુ.
૭૪૦ શ્રુતજ્ઞાનની વૃદ્ધિ કરુ
૭૪૨ રસ ગારવ થાઉં નહીં
૭૪૩ કષાય ધારુ નહીં
૭૪૪ બધન રાખુ નહીં
૭૪૫ અબ્રહ્મચર્ય સેવું નહીં.
૭૪૬ આત્મા પરમાત્માસમાન માનુ
૭૪૭ લીધો ત્યાગ ત્યાગુ નહીં
૭૪૮ મૃષા ઈત્યાદિ ભાષણ કરું નહીં.
૭૪૯ કોઈપણ પાપ સેવુ નહીં.

૨૫૦ અબંધ પાપ ક્ષમાવું.
૨૫૧ ક્ષમાવવામાં માન રાખું નહીં.
૨૫૨ ગુરુના ઉપદેશને તોડુ નહીં.
૨૫૩ ગુરુનો અવિનય કરુ નહીં.
૨૫૪ ગુરુને આસને બેસુ નહીં.
૨૫૫ કોઈપ્રકારની તેથી મહત્તાતા ભોગવું નહીં.
૨૫૬ તેથી શુક્લ હૃદયે તત્ત્વજ્ઞાનની વૃદ્ધિ કરું.
૨૫૭ કાનને સ્થિતિસ્થાપક રાખું.
૨૫૮ વચનને રામબાણ રાખુ.
૨૫૯ કાયાને કૂર્મ રૂપ રાખું.
૨૬૦ હૃદયને ભ્રમર રૂપ રાખુ.
૨૬૧ હૃદયને કમળ રૂપ રાખું.
૨૬૨ હૃદયને પથ્થર રૂપ રાખુ.
૨૬૩ હૃદયને લીંબુ રૂપ રાખુ.
૨૬૪ હૃદયને જળ રૂપ રાખું.
૨૬૫ હૃદયને તેલ રૂપ રાખું.
૨૬૬ હૃદયને અગ્નિરૂપ રાખુ.
૨૬૭ હૃદયને આદર્શ રૂપ રાખુ.
૨૬૮ હૃદયને સમુદ્ર રૂપ રાખુ.
૨૬૯ વચનને અમૃત રૂપ રાખુ.
૨૭૦ વચનને નિદ્રારૂપ રાખુ
૨૭૧ વચનને તૃષા રૂપ રાખુ.
૨૭૨ વચનને સ્વાધીન રૂપ રાખુ
૨૭૩ વચનને કમાન રૂપ રાખુ.
૨૭૪ કાયાને ચચળ રૂપ રાખુ.
૨૭૫ કાયાને નિરપરાધી રાખું.
૨૭૬ કોઈપ્રકારની ચાહના રાખું નહીં.

૩૧૮ નિયમ વગર વિહાર કરુ નહીં.
૩૧૯ વિષયની સ્મૃત્તિએ ધ્યાન ધર્યા વિના રહું નહીં.
૩૨૦ વિષયની વિસ્મૃતિ જ કરું.
૩૮૫ . . . ક્રિયાની કાંઈ જરુર નથી.
૩૮૬ ધ્યાન વિના એકાંતે રહું નહીં.
૩૮૭ લઘુશંકામાં તુચ્છ થાઉં નહીં
૩૮૮ દીર્ઘશંકામા વખત લગાડુ નહીં.
૩૮૯ રુતુ-રુતુના શરીર ધર્મ સાચવું.
૩૯૦ આત્માની જ માત્ર ધર્મકરણી સાચવું.
૩૯૧ અયોગ્ય મારણંધન કરુ નહીં.
૩૯૨ આત્મ સ્વતત્રતા ખોઉં નહીં
૩૯૩ બંધનમાં પડ્યા પહેલા વિચાર કરુ.
૩૯૪ પૂર્વિત્ ભોગ સભારુ નહીં.
૩૯૫ અયોગ્ય વિદ્યા સાધું નહીં
૩૯૬ . . . બોધુ પણ નહીં.
૩૯૭ વણ ખપની વસ્તુ લઉં નહીં.
૩૯૮ નહાઉં નહીં
૩૯૯ દાતણ કરું નહીં.
૪૦૦ સસાર સુખ ચાહું નહીં.
૫૦૨ પૂર્વ સ્નેહિઓને ત્યાં આહાર લેવા જઉં નહીં.
૫૯૩ ભિક્ષાચરી યાચના સેવું છઉં.
૫૯૪ ચતુર્માસે પ્રવાસ કરુ નહીં.
૬૭૭ તપસ્વિ છઉં. વનમાં તપશ્ચર્યા કરુ છઉં.
૬૭૮ શીતળ છાયા લઉં છઉં.

૨૭૯ સમભાવે સર્વ સુખ સંપાદન કરું છઉં.
૨૮૦ માયાથી દૂર રહું છઉં.
૨૮૧ પ્રપંચને ત્યાગું છઉં.
૨૮૨ સર્વ ત્યાગ વસ્તુને જાણું છઉં.

રાજા આશ્રયી—

૩૧૭ ભય-વત્સલ્યથી રાજ ચલાવું નહીં.
૫૬૯ રાજા છતાં પ્રજાને તારે રસ્તે ચડાવું.
૫૭૦ પાપીને અપમાન આપું.
૫૭૧ ન્યાયને ચાહું.
૫૭૨ ગુણનિધિને માન આપું.
૫૭૩ તારો રસ્તો સર્વ પ્રકારે માન્ય રાખું.
૫૭૪ ધર્માલય સ્થાપું.
૫૭૫ વિદ્યાલય સ્થાપું.
૫૭૬ નગર સ્વચ્છ રાખું.
૫૭૭ વધારે કર નાંખું નહીં.
૫૭૮ પ્રજાપર વાત્સલ્યતા ધરાવું.
૫૭૯ કોઈ વ્યસન સેવું નહીં.
૫૮૦ બે સ્ત્રી પરણું નહીં.
૫૮૧ તત્ત્વજ્ઞાનના પ્રયોજનિક અભાવે બીજી પરણું તે અપવાદ.
૫૮૨ બે . . . પર સમભાવે જોઉં.
૫૮૩ સેવક તત્ત્વજ્ઞ રાખું.

સ્ત્રી આશ્રયી—

૬ બાર દિવસ પત્નિસંગ ત્યાગવો.
૨૦ મન, વચન અને કાયાના યોગવડે પરપત્નિ ત્યાગ.
૨૧ વેશ્યા, કુમારી, વિધવાનો તેમ જ ત્યાગ.
૨૨ મન, વચન, કાયા, અવિચારે વાપરું નહીં.
૨૩ . . . નિરક્ષણ કરું નહીં.
૨૪ હાવભાવથી મોહ પામું નહીં.
૨૫ . . . વાતચિત કરું નહીં.
૨૬ . . એકાંતે રહું નહીં.
૨૭ . . સ્તુતિ કરું નહીં.
૨૮ . . . ચિંતવન કરું નહીં.
૨૯ . . . શૃંગાર વાંચું નહીં.
૩૨ સુગંધી દ્રવ્ય વાપરું નહીં.
૩૩ સ્નાન મંજન કરું નહીં.
૩૫ કામ-વિષયને લલિત ભાવે યાચું નહીં.
૩૬ વીર્યનો વ્યાઘાત કરું નહીં.
૩૮ કટાક્ષ દૃષ્ટિથી સ્ત્રીને નિરખું નહીં.
૩૯ . . . હસીને વાત કરું નહીં.
૪૦ શૃંગારી વસ્ત્ર નિરખું નહીં.
૪૧ દંપતિ સહવાસ સેવું નહીં.
૪૨ મોહની સ્થાનકમાં રહું નહીં.
૪૩ એમ મહાપુરુષોએ પાળવું. હું પાળવા પ્રયત્ની છઉં.
૯૦ સ્વસ્ત્રીમાં સમભાવથી વર્તું.
૧૪૯ શૃંગારને ઉત્તેજન આપું નહીં.
૩૦૮ વેશ્યા સામી દૃષ્ટિ કરું નહીં.
૩૦૯ એનાં વચન શ્રવણ કરું નહીં.
૩૧૦ . . . વાજીંત્ર સાંભળું નહીં.
૩૧૧ વિવાહ વિધિ પૂછું નહીં.

૩૧૨ . . . એને વખાણુ નહીં.
૩૧૩ મનોરમ્ય . . . માં મોહ પામું નહીં.
૩૩૮ . . . વયમાં પરણું નહીં.
૩૩૯ . . . વયપછી પરણું નહીં.
૩૪૦ . . . વયપછી સ્ત્રી ભોગવું નહીં.
૩૪૧ . . . વયમાં સ્ત્રી ભોગવું નહીં.
૩૪૨ કુમાર પત્નિને બોલાવુ નહીં.
૩૪૩ પરણીય પર અભાવ લાવું નહીં
૩૪૪ વૈરાગ્યી અભાવ ગણુ નહીં. [?]
૩૪૫ . . . કડવું વચન કહું નહીં.
૩૪૬ . . . હાથ ઉગામુ નહીં.
૩૪૭ . . . અયોગ્ય સ્પર્શ કરુ નહીં.
૩૪૮ બાર દિવસ . . . સ્પર્શ કરું નહીં.
૩૪૯ . . . અયોગ્ય ઠપકો આપું નહીં.
૩૫૦ રજસ્વલા . . . માં ભોગવું નહીં
૩૫૧ . . . ઋતુ દાનમાં અભાવ આણું નહીં.
૩૫૨ . . . શૃગાર ભક્તિ સેવું નહીં
૩૫૩ સર્વપર એ નિયમ-ન્યાય લાગુ કરુ
૪૧૬ સ્ત્રી ભેળો જમુ નહીં.
૪૩૮ સ્ત્રી શય્યાનો ત્યાગ કરુ.
૫૦૧ મા બેનથી એકાતે રહું નહીં.
૫૧૪ વિષય સમય મૌન રહું.
૫૨૩ બે સ્ત્રીએ સાથે સુતું નહીં.
૫૩૧ સ્વસ્ત્રી સાથે મર્યાદા શિવાય ફરું નહીં
૫૪૦ પુત્ર લગ્ન કરું.
૫૩૧ પુત્રી લગ્ન કરું.
૫૩૨ પુનર્લગ્ન કરુ નહીં.
૫૪૩ પુત્રીને ભણાવ્યા વગર રહું નહીં
૫૪૪ સ્ત્રી વિદ્યાશાળી શોધું-કરુ.
૫૪૫ તેઓને ધર્મ પાઠ શીખડાવું.
૫૮૭ અસૂયા . . સેવું નહીં.
૨૦૪ વિધવા છઉં તારા ધર્મને અંગીકૃત કરુ છઉં
૨૦૫ સુવાશી સાજ સજું નહીં
૨૦૬ ધર્મ કથા કરું.
૨૦૭ નવરી રહું નહીં.
૨૦૮ તુચ્છ વિચારપર જાઉં નહીં.
૨૦૯ સુખની અદેખાઈ કરુ નહીં.
૨૧૦ સસારને અનિત્ય માનું.
૨૧૧ શુદ્ધ બ્રહ્મચર્યનું સેવન કરુ.
૨૧૨ પરઘેર જાઉં નહીં.
૨૧૩ . . . કોઇ પુરુષ સાથે વાત કરુ નહીં
૨૧૪ ચચળતાથી ચાલું નહીં.
૨૧૫ તાળી દઇ વાત કરુ નહીં
૨૧૬ પુરુષ લક્ષણ રાખુ નહીં.
૨૧૭ કોઇના કહ્યાથી રોષ આણું નહીં
૨૧૮ ત્રિદંડથી [?] ખેદ માનું નહીં
૨૧૯ મોહ દૃષ્ટિથી વસ્તુ નિરખું નહીં
૨૨૦ હૃદયથી બીજું રૂપ રાખુ નહીં
૨૨૧ સેવ્યની શુદ્ધ ભક્તિ કરું.
૨૨૨ નીતિથી ચાલું.
૨૨૩ . . . તારી આજ્ઞા તોડુ નહીં.
૨૨૪ અવિનય કરું નહીં.

૨૨૫ ગળ્યા વિના દુધ પીઉં નહીં.
૨૨૬ તેં ત્યાગ કરાવેલી વસ્તુ ઉપયોગમાં લઉં નહીં.
૨૨૭ પાપથી જપ કરી આનંદ માનું નહીં.
૨૨૮ ગાયનમાં વધારે અનુરક્ત થાઉં નહીં.
૨૨૯ નિયમ તોડે તે વસ્તુ ખાઉં નહીં.
૨૩૦ ગૃહસૌંદર્યની વૃદ્ધિ કરું.
૨૩૧ સારા સ્થાનની ઇચ્છા કરુ નહીં.
૨૯૦ ખડ-ખડ હસુ નહીં.
૨૯૧ કારણ વિના હસું નહીં.
૨૯૨ કોઈ વેળા . . . હસું નહીં.
૩૫૫ ખોટી રીતે . . . ચઢાવું નહીં.
૩૫૬ દિવસે . . . ભોગ ભોગવું નહીં.
૩૫૭ દિવસે . . . સ્પર્શ કરું નહીં.
૩૫૮ . . . અવબાધાએ બોલાવું નહીં.
૩૫૯ કોઇનું વ્રત ભગાવું નહીં.
૩૬૦ ગાંઝે સ્થળે ભટકું નહીં.
૩૬૧ સ્વાર્થ બહાને કોઇનો ત્યાગ મુકાવું નહીં.
૩૬૨ ક્રિયા શાળીને નિંદુ નહીં.
૩૬૩ નગ્ન ચિત્ર નિહાળું નહીં.
૩૬૪ . . . પ્રતિમા નિંદું નહીં.
૩૬૫ . . . પ્રતિમાને નિરખું નહીં.
૩૬૬ . . . પ્રતિમાને પૂજું.
૩૬૭ પાપથી ધર્મ માનું નહીં.
૩૬૮ સત્ય વહેવારને છોડું નહીં.
૩૬૯ છળ કરું નહીં.
૩૭૦ નગ્ન સુઉં નહીં.
૩૭૧ નગ્ન ન્હાઉં નહીં.
૩૭૨ આછા લુગડાં પહેરું નહીં.
૩૭૩ ઝાઝા અલંકાર પહેરું નહીં.
૩૭૪ અમર્યાદાથી ચાલું નહીં.
૩૭૫ ઉતાવળે સાદે બોલું નહીં.
૩૭૬ પતિપર દાબ રાખું નહીં.
૩૭૭ તુચ્છ સભોગ ભોગવવો નહીં.
૩૭૮ ખેદમાં ભોગ ભોગવવો નહીં.
૩૭૯ સાયકાળે ભોગ ભોગવવો નહીં.
૩૮૧ અરુણોદયે ભોગ ભોગવવો નહીં.
૩૮૩ ઉંઘમાંથી ઉંઠી ભોગ ભોગવવો નહીં.
૬૨૬ અયોગ્ય આંખે પુરુષને નિરખું નહીં.
૬૨૭ અયોગ્ય વચન ભાખું નહીં.
૬૨૮ ઉઘાડે શીરે બેસું નહીં.
૬૨૯ વારંવાર અવયવો નિરખું નહીં.
૬૩૦ સ્વરૂપની પ્રશંસા કરું નહીં.
૬૩૧ કાયાપર ગૃધભાવ રાચું નહીં.
૬૩૯ સ્ત્રી પક્ષે ધન પ્રાપ્ત કરું નહીં.
૬૪૦ વધ્યાને માતૃભાવે સત્કાર દેઉં.
૬૫૩ જેમ બને તેમ ધવળ વસ્ત્ર સજું.
૬૫૪ . . . દિવસે તેલ નાખું નહીં.
૬૫૫ સ્ત્રીએ રાત્રે તેલ નાખવું નહીં.
૬૮૦ એક કુળમાં કન્યા આપું નહીં. લઉં નહીં.
૬૮૧ સામાપક્ષના સગાં સ્વધર્મિજ ખોળીશ.

---

## ખંડ ૨ જો.

# આધ્યાત્મિક—તત્ત્વજ્ઞાન.

*સમ્યક્દશાને પાત્ર કોણ?*

સત્પુરુષના ચરણનો ઇચ્છક, સદૈવ સૂક્ષ્મ બોધનો અભિલાષી, ગુણપર પ્રશસ્તભાવ રાખનાર, બ્રહ્મવૃત્તમાં પ્રીતિ રાખનાર [પાઠાં૦ પ્રીતિમાન], જ્યારે સ્વદોષ દેખે ત્યારે તેને છેદવાનો ઉપયોગ રાખનાર, ઉપયોગથી એક પગ પણ ભરનાર, એકાંતવાસને વખાણનાર, તીર્થાદિ પ્રવાસનો ઉછરંગી, આહાર, વિહાર, નિહારનો નિયમી, પોતાની ગુરુતા દબાવનાર, એવો કોઈ પણ પુરુષ તે મહાવીરના બોધને પાત્ર છે, સમ્યક્દશાને પાત્ર છે.[1] [૧૧.

* * *

*કુટુંબવાસથી સંસાર.*

કુટુંબરૂપી કાજળની કોટડીના વાસથી સસાર વધે છે. ગમે તેટલી તેની સુધારણા કરશો તોપણ એકાંતથી જેટલો સસાર ક્ષય થવાનો છે તેનો સોમો હિસ્સો પણ તે કાજળગૃહમાં રહેવાથી થવાનો નથી. કષાયનું તે નિમિત્ત છે, મોહને રહેવાનો અનાદિકાળનો પર્વત છે; પ્રત્યેક અતરગુફામાં તે જાજ્વલ્યમાન છે. સુધારણા કરતાં વખતે શ્રુદ્ધોત્પત્તિ થવી સભવે, માટે ત્યા અલ્પભાષી થવું, અલ્પહાસી થવું, અલ્પપરિચયી થવું, અલ્પઆવકારી થવું, અલ્પભાવના દર્શાવવી, અલ્પસહચારી થવું, અલ્પગુરુ થવું, પરિણામ વિચારવું, એ જ શ્રેયસ્કર છે. [૨૧.

* * *

૧ પહેલાં જેવું એટે નગી

## શુદ્ધિના નિયમો.

[1]આ લોકમાં સુખનું કારણ અને પરલોકમાં સુખનું કારણ જે સંસાર-પ્રવૃત્તિથી થાય, તે (સંસારપ્રવૃત્તિ)નું નામ વ્યવહારશુદ્ધિ. સુખના સર્વ જિજ્ઞાસુ છે; વ્યવહારશુદ્ધિથી જ્યારે સુખ છે, ત્યારે તેની આવશ્યકતા પણ નિઃશક છે.

૧. જેને ધર્મ સંબંધી કંઇપણ બોધ થયો છે અને રળવાની જેને જરૂર નથી, તેણે ઉપાધિ કરીને રળવા પ્રયત્ન ન કરવું જોઈએ.

૨. જેને ધર્મ સબંધી બોધ થયો છે, છતાં સ્થિતિનું દુઃખ હોય, તો તેણે બનતી ઉપાધિ કરીને રળવા પ્રયત્ન કરવું જોઈએ.[2]

૩. ઉપજીવન સુખે ચાલી શકે તેવું છતાં, જેનું મન લક્ષ્મીને માટે બહુ ઝાવાં નાખતું હોય તેણે પ્રથમ તેની વૃદ્ધિ કરવાનું કારણ પોતાને પૂછવું. જો ઉત્તરમાં પરોપકાર સિવાય કોઇ પણ પ્રતિકૂળ ભાગ આવતો હોય, કિંવા પરિણામિકલાભને હાનિ પહોંચ્યા સિવાય કંઇ પણ આવતું હોય, તો મનને સંતોષી લેવું; તેમ છતાં ન વળી શકે તેમ હોય તો, અમુક મર્યાદામાં આવવું; તે મર્યાદા સુખનું કારણ થાય તેવી જોઇએ.

૪. પરિણામે આર્ત્તધ્યાન ધ્યાવાની જરૂર પડે તેમ કરીને બેસવાથી રળવું સારૂં છે.

૫. જેનું સારી રીતે ઉપજીવન ચાલે છે તેણે, કોઇ પણ પ્રકારના અનાચારથી લક્ષ્મી મેળવવી ન જોઇએ. મનને જેથી સુખ હોતું નથી, તેથી કાયાને કે વચનને ન હોય. અનાચારથી મન સુખી થતું નથી.

નીચેના દોષ ન આવવા જોઇએઃ—

૧. કોઇથી મહા વિશ્વાસઘાત.
૨. મિત્રથી વિશ્વાસઘાત.
૩. કોઇની થાપણ ઓળવવી.
૪. વ્યસનનું સેવવું.
૫. મિથ્યા આળનું મૂકવું.
૬. ખોટા લેખ કરવા.

૧. જિજ્ઞાસુ, આપના પ્રશ્નનો ઉત્તર, મારી યોગ્યતા પ્રમાણે આપનો પ્રશ્ન ટાંકીને લખું છુંઃ-'વ્યવહારશુદ્ધિ કેમ થઈ શકે?' વ્યવહારશુદ્ધિની આવશ્યકતા આપના લક્ષમાં હશે; છતાં વિષયની પ્રારંભતા માટે અવશ્ય ગણી દર્શાવવું યોગ્ય છે કે . . . ૨. સર્વસંગપરિત્યાગી થવાની જેની જિજ્ઞાસા છે તેને આ નિયમોથી સંબંધ નથી.

૭ હિસાબમાં ચૂકવવું.
૮. જુલમી ભાવ કહેવો
૯. નિર્દોષને અલ્પ પણ માયાથી છેતરવો.
૧૦. ન્યુનાધિક તોલી આપવું.
૧૧. એકને બદલે બીજું અથવા મિશ્ર કરીને આપવું.
૧૨. કર્માદાની ધંધો.
૧૩. લાચ કે અદત્તાદાન.

એ વાટેથી કાંઇ પણ રળવું નહીં.

એ જાણે સામાન્ય વ્યવહારશુદ્ધિ ઉપજીવન અર્થે કહી[1] .. [૨૩.

* * *

_ઉપશમ કે ક્ષાયકભાવ?_

સોળ ભાવનાઓથી ભૂષિત થયેલો છતાં પણ, પોતે સર્વોત્કૃષ્ટ જ્યાં મનાયો છે ત્યાં, બીજાની ઉત્કૃષ્ટતાને લીધે પોતાની ન્યૂનતા થતી હોય અને કંઇ મત્સરભાવ આવી ચાલ્યો જાય, તો તેને ઉપશમ ભાવ હતો, ક્ષાયક નહોતો, આ નિયમ છે. [૨૭.

* * *

_શાસ્ત્રમાં ગૌણતાએ મોક્ષમાર્ગ_

સર્વ દર્શનથી ઉચ્ચ ગતિ છે; પરતુ મોક્ષનો માર્ગ જ્ઞાનીઓએ તે અક્ષરોમા સ્પષ્ટ દર્શાવ્યો નથી, ગૌણતાએ રાખ્યો છે. તે ગૌણતાનું સર્વોત્તમ તત્ત્વ આ જણાય છે નિશ્ચય, નિર્ગ્રંથજ્ઞાનીગુરુની પ્રાપ્તિ, તેની આજ્ઞાનું આરાધન, સમીપમાં સદૈવ કાળ રહેવું, કા સત્સગની પ્રાપ્તિમા રહેવું. આત્મદર્શિતા ત્યારે પ્રાપ્ત થશે. [૨૮.

* * *

_ધર્માદિ ચાર પુરુષાર્થ. સાધુ–શ્રાવક માટે_

[2]ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એવા ચાર પુરુષાર્થ પ્રાપ્ત કરવાનો

૧ ગયો . . . [અપૂર્ણ]

૨ ધર્મ, અર્થ, કામની એકત્રતા પ્રાયે એક ધોરણ—એક સમુદાયમાં, કેટલાંક ઉત્કૃષ્ટ સાધનોથી કોઈ તેવો યોજક પુરુષ (થવા ઇચ્છે છે તો) સાધારણ શ્રેણિમા લાવવાનો પ્રયત્ન કરે,—અને તે પ્રયત્ન નિરાશા ભાવે [અપૂર્ણ]

૧ ધર્મનું પ્રથમ સાધન.
૨. પછી અર્થનું સાધન
૩. કામનું સાધન.
૪. મોક્ષનું સાધન.

સત્પુરુષોનો ઉપદેશ છે. એ ચાર પુરુષાર્થ નીચેના બે પ્રકારથી સમજવામાં આવ્યા છેઃ—

૧. ધર્મવસ્તુના સ્વભાવને 'ધર્મ' કહેવામાં આવ્યો છે.
૨. જડ—ચૈતન્ય સંબંધીના વિચારોને 'અર્થ' કહ્યો છે.
૩. ચિત્તનિરોધને 'કામ.'
૪. સર્વ બંધનથી મુક્ત થવું તે 'મોક્ષ'

—એ પ્રકારે સર્વસંગપરિત્યાગીની અપેક્ષાથી ઠરી શકે છે.

સામાન્ય રીતે નીચે પ્રમાણે.—

ધર્મ—સંસારમાં અધોગતિમાં પડતો અટકાવી ધરી રાખનાર તે 'ધર્મ.'
અર્થ—વૈભવ-લક્ષ્મી, ઉપજીવનમાં સાંસારિક સાધન.
કામ—નિયમિત રીતે સ્ત્રીપરિચય.
મોક્ષ—સર્વ બંધનથી મુક્તિ તે 'મોક્ષ.'

'ધર્મ'ને પહેલાં મૂકવાનો હેતુ એટલો જ છે કે, 'અર્થ' અને 'કામ' એવાં હોવાં જોઇએ કે, 'ધર્મ' જેનું મૂળ હોવું જોઇએ.

એટલા જ માટે 'અર્થ' અને 'કામ' પછી મૂકવામાં આવ્યા છે.

ગૃહસ્થાશ્રમી એકાંત ધર્મસાધન કરવા ઇચ્છે તો તેમ ન થઇ શકે, સર્વસંગપરિત્યાગ જ જોઇએ. ગૃહસ્થને ભિક્ષા વગેરે કૃત્ય યોગ્ય નથી.[1] [૩૨.

'જે મનુષ્યો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થની પ્રાપ્તિ કરી શકવાને ઇચ્છતા હોય તેમના વિચારને સહાયક થવું'[2] . . . તેને કંઇક સ્ફુરણા આપવા યોગ્ય છે.

આ જગતમાં વિચિત્ર પ્રકારના દેહધારીઓ છે અને પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રમાણથી એમ સિદ્ધ થઇ શક્યુ છે કે, તેમાં મનુષ્યરૂપે પ્રવર્ત્તતા દેહધારી આત્માઓ એ ચારે વર્ગ સાધી શકવાને વિશેષ યોગ્ય છે. મનુષ્યજાતિમાં જેટલા આત્માઓ છે, તેટલા બધા સરખી વૃત્તિના, સરખા વિચારના કે સરખી જિજ્ઞાસા અને ઇચ્છાવાળા નથી, એ આપણે પ્રત્યક્ષ જોઈ શકીયે છીએ. પ્રત્યેક પ્રત્યેક સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં વૃત્તિ, વિચાર, જિજ્ઞાસા અને ઇચ્છાની એટલી બધી વિચિત્રતા લાગે છે કે આશ્ચર્યનું બહુ પ્રકારે અવલોકન

૧ અને ગૃહસ્થાશ્રમ જો . . . [અપૂર્ણ]
૨ એ વાક્યમાં આ પત્રને જન્મ આપવાનું સર્વ પ્રકારનું પ્રયોજન દેખાડી દીધું છે.

કરતાં, સર્વે પ્રાણીની—અપવાદ શિવાય—સુખપ્રાપ્તિ કરવાની જે ઇચ્છા તે બહુ અંશે મનુષ્યદેહમાં સિદ્ધ થઇ શકે છે; તેવું છતાં તેઓ સુખને બદલે દુઃખ લઈ લે છે; એમ માત્ર મોહદૃષ્ટિથી થયું છે. [૩૩.

* * *

### ચાર આશ્રમ.

આર્ય ગ્રંથકર્ત્તાઓએ બોધેલા ચાર આશ્રમ જે કાળમાં દેશની વિભૂષારૂપે પ્રવર્ત્તતા હતા તે કાળને ધન્ય છે!

ચાર આશ્રમમાં પ્રથમ બ્રહ્મચર્યાશ્રમ, પછી ગૃહસ્થાશ્રમ, પછી વાનપ્રસ્થાશ્રમ અને પછી સન્યાસાશ્રમ, એમ અનુક્રમ છે.

પણ આશ્ચર્ય એ કહેવું પડે છે કે, તેવો અનુક્રમ જો જીવનનો હોય તો ભોગવવામાં આવે, સર્વાંગે સો વર્ષના આયુષ્યવાળો, તેવી જ વૃત્તિએ ચાલ્યો આવ્યો તો તે આશ્રમનો ઉપભોગ લઈ શકે. પ્રાચીન કાળમાં અકાળિક મોત ઓછાં થતાં હોય એમ એ આશ્રમના બાધા પરથી સમજાય છે. [૩૪.

* * *

### શ્રીરૂષભદેવની વ્યવહાર શિક્ષા.

આર્યભૂમિકા પર પ્રાચીન કાળમાં ચાર આશ્રમ પ્રચલિત હતા, એટલે કે, આશ્રમધર્મ મુખ્ય કરીને પ્રવર્ત્તતો હતો. પરમર્ષિ નાભિપુત્રે ભારતમા નિર્ગ્રંથધર્મને જન્મ આપવા પ્રથમ તે કાળના લોકોને વ્યવહારધર્મનો ઉપદેશ એજ આશયથી કર્યો હતો. કલ્પવૃક્ષથી મનોવાચ્છિતપણે ચાલતો તે લોકોનો વ્યવહાર હવે ક્ષીણ થતો જતો હતો; તેઓમાં ભદ્રપણું અને વ્યવહારની પણ અજ્ઞાનતા હોવાથી, કલ્પવૃક્ષની સમૂળગી ક્ષીણતા વેળા બહુ દુ:ખ પામશે એમ અપૂર્વજ્ઞાની ઋષભદેવજીએ જોયું. તેમની પરમ કરુણાદૃષ્ટિથી તેમના વ્યવહારની ક્રમમાલિકા પ્રભુએ બાંધી દીધી.

· · ·

### 'વેદ' ની ઉત્પત્તિ.

તીર્થંકરરૂપે જ્યારે ભગવત વિહાર કરતા હતા, ત્યારે તેમના પુત્ર ભરતે વ્યવહારશુદ્ધિ થવા માટે તેમના ઉપદેશને અનુસરી, ચાર વેદની તત્ત્સમયી વિદ્વાનો સમીપે યોજના કરાવી; ચાર આશ્રમના ધર્મ તેમાં દાખલ કર્યા તેમજ ચાર વર્ણની નીતિ-રીતિ તેમાં દાખલ કરી. પરમ કરુણાથી

ભગવાને જે લોકોને ભવિષ્યે ધર્મ પ્રાપ્તિ થવા માટે વ્યવહારશિક્ષા અને વ્યવહારમાર્ગ બતાવ્યો હતો તેમને ભરતજીના આ કાર્યથી પરમ સુગમતા થઇ.

* * *

એ પરથી ચાર વેદ, ચાર આશ્રમ, ચાર વર્ણ અને ચાર પુરુષાર્થ સંબંધી અહીં કેટલોક વિચાર[1] . . . કરીને ચાર આશ્રમ અને ચાર પુરુષાર્થ સબંધી[2] . . . અને છેવટે હેયોપાદેય વિચાર વડે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ જોઈશું ચાર વેદ, જેમા આર્યગૃહધર્મનો મુખ્યે ઉપદેશ હતો, તે આ પ્રમાણે હતો [અપૂર્ણ] [૩૫.

* * *

*ચાર અનુયોગ વિચાર*

મન જો શકાશીલ થઈ ગયુ હોય તો 'દ્રવ્યાનુયોગ' વિચારવો યોગ્ય છે, પ્રમાદી થઈ ગયુ હોય તો 'ચરણકરણાનુયોગ' વિચારવો યોગ્ય છે અને કષાયી થઈ ગયુ હોય તો 'ધર્મકથાનુયોગ' વિચારવો યોગ્ય છે. જડ થઈ ગયું હોય તો 'ગણિતાનુયોગ' વિચારવો યોગ્ય છે.

* * *

*નિસ્પૃહી થવા ક્લેશ નિવારણ.*

પૃથ્વી સબધી ક્લેશ પેદા થાય તો, એમ સમજી લેજે કે, તે સાથે આવવાની નથી, ઉલટો હુ તેને દેહ આપી જવાનો છું; વળી તે કંઈ મૂલ્યવાન નથી સ્ત્રી સબંધી ક્લેશ, શંકા, ભાવ થાય તો આમ સમજી અન્ય લોકો પર હસજે કે, તે મળમૂત્રની ખાણમા મોહી પડયો. (જે વસ્તુનો નિત્ય આપણે ત્યાગ કરીએ છીએ તેમા) ધન સંબધી નિરાશા કે ક્લેશ થાય તો તે ઉંચી જાતના કાકરા છે એમ સમજી સંતોષ રાખજે, તો તું ક્રમે કરીને નિસ્પૃહી થઇ શકીશ [૩૬.

* * *

*નિર્ગ્રંથ ધર્મની અપૂર્વતા.*

નિર્ગ્રંથ ભગવાને પ્રણીતેલા પવિત્ર ધર્મ માટે જે જે ઉપમા આપીએ તે તે ન્યુન જ છે. આત્મા અનંતકાળ રખડ્યો તે માત્ર એના નિરુપમ ધર્મના

૧ કરવા ઇચ્છા છે તેમા પણ મુખ્ય . . . ૨ વિચાર કરીશું.

અભાવે. જેના એક રોમમાં કિંચિત્ પણ અજ્ઞાન, મોહ કે અસમાધિ રહી નથી, તે સત્પુરુષનાં વચન અને બોધ માટે કંઈપણ નહીં કહી શકતાં, તેનાં જ વચનમાં પ્રશસ્તભાવે પુન પુનઃ પ્રશસ્ત થવુ, એ પણ આપણું સર્વોત્તમ શ્રેય છે. શી એની શૈલી ! જ્યાં આત્માને વિકારમય થવાનો અનંતાંશ પણ રહ્યો નથી શુદ્ધ સ્ફટિક, ફીણ અને ચંદ્રથી ઉજ્જવલ શુકલધ્યાનની શ્રેણિથી પ્રવાહરૂપે નીકળેલા તે નિર્ગ્રંથનાં પવિત્ર વચનોની મને-તમને ત્રિકાળ શ્રદ્ધા રહો[૧] . . . [૪૫

* * *

<u>મોક્ષનો એક જ માર્ગ</u>

મોક્ષના માર્ગ બે નથી. જે જે પુરુષો મોક્ષરૂપ પરમશાંતિને ભૂતકાળે પામ્યા, તે તે સઘળા સત્પુરુષો એક જ માર્ગેથી પામ્યા છે, વર્તમાનકાળે પણ તેથી જ પામે છે; ભવિષ્યકાળે પણ તેથી જ પામશે તે માર્ગમાં મતભેદ નથી, અસરળતા નથી, ઉન્મત્તતા નથી, ભેદાભેદ નથી, માન્યામાન્ય નથી તે સરળ માર્ગ છે, તે સમાધિ માર્ગ છે, તથા તે સ્થિર માર્ગ છે અને સ્વાભાવિક શાંતિ સ્વરૂપે છે. સર્વકાળે તે માર્ગનુ હોવાપણું છે એ માર્ગના મર્મને પામ્યા વિના કોઇ ભૂતકાળે મોક્ષ પામ્યા નથી, વર્તમાનકાળે પામતા નથી અને ભવિષ્યકાળે પામશે નહીં શ્રી જિને સહસ્ર ગમે ક્રિયાઓ અને સહસ્ર ગમે ઉપદેશો એ એક જ માર્ગ આપવા માટે કહ્યા છે અને તે માર્ગને અર્થે તે ક્રિયાઓ અને ઉપદેશો ગ્રહણ થાય તો સફળ છે અને એ માર્ગને ભૂલી જઈ તે ક્રિયાઓ અને તે ઉપદેશો ગ્રહણ થાય તો તે સૌ નિષ્ફળ છે શ્રી મહાવીર જે વાટેથી તર્યા તે વાટેથી શ્રી કૃષ્ણ તરશે, જે વાટેથી શ્રી કૃષ્ણ તરશે, તે વાટેથી શ્રી મહાવીર તર્યા છે. એ વાટ ગમે ત્યા બેઠાં, ગમે તે કાળે, ગમે તે શ્રેણિમાં, ગમે તે યોગમા જ્યારે પમાશે ત્યારે તે પવિત્ર, શાશ્વત, સત્પદના અનંત અતીંદ્રિય સુખનો અનુભવ થશે. તે વાટ સર્વ સ્થળે સંભવિત છે. યોગ્ય સામગ્રી નહીં મેળવવાથી ભવ્ય પણ એ માર્ગ પામતાં અટક્યા છે તથા અટકશે અને અટક્યા હતા. કોઈ પણ ધર્મ સબંધી મતભેદ રાખવો છોડી દઈ એકાગ્રભાવથી સમ્યક્યોગે એ જ માર્ગ સશોધન કરવાનો છે વિશેષ શું કહેવું ? તે માર્ગ આત્મામાં રહ્યો છે. આત્મત્વપ્રાપ્યપુરુષ-નિર્ગ્રંથઆત્મા-

૧ એ જ પરમાત્માના યોગબળ આગળ પ્રાર્થના.

જ્યારે યોગ્યતા ગણી તે આત્મત્વ અર્પશે—ઉદય આપશે ત્યારે જ તે પ્રાપ્ત થશે, ત્યારે જ તેની વાટ મળશે, ત્યારે જ તે મતભેદાદિક જશે. મતભેદ રાખી કોઈ મોક્ષ પામ્યા નથી. વિચારીને જેણે મતભેદને ટાળ્યો, તે અંતર્વૃત્તિને પામી ક્રમે કરી શાશ્વત મોક્ષને પામ્યા છે, પામે છે અને પામશે. [૪૬.

* * *

જડકર્મમાં આત્મબુદ્ધિ.

કર્મ એ જડ વસ્તુ છે. જે જે આત્માને એ જડથી જેટલો જેટલો આત્મબુદ્ધિએ સમાગમ છે, તેટલી તેટલી જડતાની એટલે અબોધતાની તે આત્માને પ્રાપ્તિ હોય, એમ અનુભવ થાય છે. આશ્ચર્યતા છે, કે પોતે જડ છતાં ચેતનને અચેતન મનાવી રહ્યાં છે! ચેતન ચેતનભાવ ભૂલી જઈ તેને સ્વસ્વરૂપ જ માને છે. 'જે પુરુષો તે કર્મસંયોગ અને તેના ઉદયે ઉત્પન્ન થયેલા પર્યાયોને સ્વસ્વરૂપ નથી માનતા અને પૂર્વસંયોગો સત્તામાં છે, તેને અબંધપરિણામે ભોગવી રહ્યા છે, તે આત્માઓ સ્વભાવની ઉત્તરોત્તર ઊર્ધ્વ શ્રેણિ પામી શુદ્ધ ચેતનભાવને પામશે' આમ કહેવું સપ્રમાણ છે; કારણ અતીતકાળે તેમ થયું છે, વર્ત્તમાનકાળે તેમ થાય છે, અનાગતકાળે તેમ જ થશે. કોઈપણ આત્મા ઉદયીકર્મને ભોગવતાં સમત્વ શ્રેણિમાં પ્રવેશ કરી અબંધપરિણામે વર્ત્તશે, તો ખચિત ચેતનશુદ્ધિ પામશે.

* * *

સત્પુરુષ મળ્યે મોક્ષ હથેળીમાં.

આત્મા વિનયી (થઇ), સરળ અને લઘુત્વ ભાવ પામી સદૈવ સત્પુરુષના ચરણકમળ પ્રતિ રહ્યો, તો જે મહાત્માઓને નમસ્કાર કર્યો છે, તે મહાત્માઓની જે જાતિની ઋદ્ધિ છે, તે જાતિની ઋદ્ધિ સંપ્રાપ્ય કરી શકાય. અનંતકાળમાં કાં તો સત્પાત્રતા થઇ નથી અને કાં તો સત્પુરુષ (જેમાં સદ્ગુરુત્વ, સત્સંગ અને સત્કથા એ રહ્યા છે) મળ્યા નથી; નહીં તો નિશ્ચય છે, કે મોક્ષ હથેળીમાં છે. ઇષત્ પ્રાગ્ભારા એટલે સિદ્ધિ, પૃથ્વી પર ત્યાર પછી છે. એને સર્વ શાસ્ત્ર પણ સમ્મત છે[૧] . . . અને આ કથન ત્રિકાળસિદ્ધ છે. [૪૭.

* * *

૧ મનન કરશો.

ચિદાનંદ ચેતન સુભાઉ આચરતુ હૈ.

કાવ્યકર્ત્તાનો કહેવાનો હેતુ એમ છે કે જો આમ તમે વસ્તુસ્થિતિ સમજો તો તો જડને વિષેનો જે સ્વસ્વરૂપભાવ છે તે મટે અને સ્વસ્વરૂપનું જે તિરોભાવપણું છે તે પ્રગટ થાય. વિચાર કરો, સ્થિતિ પણ એમ જ છે.

ઘણી ગહન વાતને અહીં ટુંકામાં લખી છે. (જો કે) જેને યથાર્થ બોધ છે તેને તો સુગમ છે.

એ વાતનો ઘણીવાર મનન કરવાથી કેટલોક બોધ થઈ શકશે.[1] [૨૦૦.

* * *

*શ્રી બનારસીદાસજી.*

## પરમપુરુષ દશાવર્ણન.

કીચસો કનક જાકે, નીચસો નરેશપદ, મીચસી મિત્તાઈ, ગરવાઈ જાકે ગારસી;
જહરસી જોગ જાનિ, કહરસી કરામતિ, હહરસી હૌંસ, પુદગલછબી છારસી;
જાલસો જગવિલાસ, ભાલસો ભુવનવાસ, કાલસો કુટુંબકાજ, લોકલાજ લારસી;
સીઠસો સુજસ જાને, વીઠસો વખત માને, ઐસી જાકી રીતિ તાહી, બંદત બનારસી.

જે કંચનને કાદવ સરખું જાણે છે, રાજગાદીને નીચપદ સરખી જાણે છે, કોઈથી સ્નેહ કરવો તેને મરણ સમાન જાણે છે, મોટાઈને લીપવાની ગાર જેવી જાણે છે, કીમિયા વગેરે જોગને ઝેર સમાન જાણે છે, સિદ્ધિ વગેરે ઐશ્વર્યને અશાતા સમાન જાણે છે, જગતમાં પૂજ્યતા થવા આદિની હોંસને અનર્થ સમાન જાણે છે, પુદ્ગલની છબી એવી ઔદારિકાદિ કાયાને રાખ જેવી જાણે છે, જગતના ભોગ વિલાસને મુંઝાવારૂપ જાળ સમાન જાણે છે, ઘરવાસને ભાલા સમાન જાણે છે, કુટુંબનાં કાર્યને કાળ એટલે મૃત્યુ સમાન જાણે છે, લોકમાં લાજ વધારવાની ઇચ્છાને મુખની લાળ સમાન

---

૧ ચિત્ત ઘણુંકરીને વનમાં રહે છે, આત્મા તો પ્રાયે મુક્તસ્વરૂપ લાગે છે. વીતરાગપણું વિશેષ છે; વેઠની પેઠે પ્રવૃત્તિ કરીએ છીએ. બીજાને અનુસરવાનું પણ રાખીએ છીએ. જગતથી બહુ ઉદાસ થઈ ગયા છીએ. વસ્તીથી કંટાળી ગયા છીએ. દશા કોઈને જણાવી શકતા નથી; જણાવીએ તેવો સત્સંગ નથી; મનને જેમ ધારીએ તેમ વાળી શકીએ છીએ; એટલે પ્રવૃત્તિમાં રહી શકયા છીએ. કોઈ પ્રકારની રાગપૂર્વક પ્રવૃત્તિ થતી નહીં હોય એવી દશા છે, એમ રહે છે. લોક પરિચય ગમતો નથી, જગતમાં સાતુ નથી, તથાપિ કરેલા કર્મ નિર્જરવાનું છે એટલે ઉપાય નથી.

જાણે છે, કીર્તિની ઇચ્છાને નાકના મેલ જેવી જાણે છે અને પુણ્યના ઉદયને જે વિષ્ટા સમાન જાણે છે, એવી જેની રીતિ હોય તેને બનારસીદાસ વંદના કરે છે.[1] [૫૦૯.

* * *

<u>શ્રી હેમચંદ્રાચાર્ય.</u>

प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं,
वदनकमलमंकः कामिनीसंगशून्यः
करयुगमपि यत्ते शस्त्रसंबंधवंध्यं,
तदसि जगति देवो वीतरागस्त्वमेव.

તારાં બે ચક્ષુ પ્રશમરસમાં ડૂબેલાં છે-પરશાંત રસને ઝીલી રહ્યાં છે. તારું મુખકમળ પ્રસન્ન છે-તેમાં પ્રસન્નતા વ્યાપી રહી છે. તારો ખોળો સ્ત્રીના સંગથી રહિત છે. તારા બે હાથ શસ્ત્રસંબંધ વિનાના છે; તારા હાથમાં શસ્ત્ર નથી. આમ તું જ વીતરાગ જગતમાં દેવ છું.

---

૧ કોઈને અર્થે વિકલ્પ નહીં આણતાં અસંગપણું જ રાખશો. જેમ જેમ સત્પુરુષનાં વચન તેમને પ્રતીતિમાં આવશે, જેમ જેમ આજ્ઞાથી અસ્થિમિંજા રંગાશે તેમ તેમ તે તે જીવ આત્મકલ્યાણને સુગમપણે પામશે, એમ નિસંદેહ છે.

ખરા અંતઃકરણે વિશેષ સત્સમાગમના આશ્રયથી જીવને ઉત્કૃષ્ટ દશા પણ ઘણા થોડા વખતમાં પ્રાપ્ત થાય છે.

વ્યવહાર અથવા પરમાર્થ સંબંધી કોઈપણ જીવ વિષેની વૃત્તિ હોય તે ઉપશાંત કરી કેવળ અસંગ ઉપયોગે અથવા પરમપુરુષની ઉપર કહી છે તે દશાના અવલંબને આત્મસ્થિતિ કરવી એમ વિજ્ઞાપના છે, કેમકે બીજો કોઈપણ વિકલ્પ રાખવા જેવું નથી. જે કોઈ સાચાં અંતઃકરણે સત્પુરુષનાં વચનને ગ્રહણ કરશે તે સત્યને પામશે, એમાં કંઈ સંશય નથી અને શરીર નિર્વાહાદિ વ્યવહાર સૌ સૌના પ્રારબ્ધ પ્રમાણે પ્રાપ્ત થવાયોગ્ય છે, એટલે તે વિષે પણ કંઈ વિકલ્પ રાખવાયોગ્ય નથી. જે વિકલ્પ તમે ઘણુંકરીને શમાવ્યો છે, તો પણ નિશ્ચયના બળવાનપણાને અર્થે દર્શાવ્યું છે.

સર્વ જીવપ્રત્યે-સર્વ ભાવપ્રત્યે-અખંડ એકરસ વીતરાગદશા રાખવી એ જ સર્વ જ્ઞાનનું ફળ છે.

આત્મા શુદ્ધચૈતન્ય, જન્મજરામરણરહિત અસંગસ્વરૂપ છે, એમાં સર્વ જ્ઞાન સમાય છે; તેની પ્રતીતિમાં સર્વ સમ્યગ્દર્શન સમાય છે; આત્માને અસંગસ્વરૂપે સ્વભાવદશા રહે તે સમ્યક્ચારિત્ર, ઉત્કૃષ્ટ સંયમ અને વીતરાગદશા છે. જેના સંપૂર્ણપણાનું ફળ સર્વદુઃખનો ક્ષય છે, એ કેવળ નિઃસંદેહ છે; કેવળ નિસંદેહ છે. એ જ વિનંતિ.

દેવ કોણ? વીતરાગ. દર્શનયોગ મુદ્રા કઈ? વીતરાગતા સૂચવે તે[1]

* * * [૪/૮૫૭.

नमो दुर्वाररागादिवैरिवारनिवारिणे,
अर्हते योगिनाथाय महावीराय तायिने.

[2]શ્રી હેમચંદ્રાચાર્ય 'યોગશાસ્ત્ર'ની રચના કરતાં મંગલાચરણમાં વીતરાગ સર્વજ્ઞ અરિહત યોગિનાથ મહાવીરને સ્તુતિરૂપે નમસ્કાર કરે છેઃ

વાર્યા વારી ન શકાય, વારવા બહુ બહુ મુશ્કેલ એવા રાગદ્વેષઅજ્ઞાનરૂપી શત્રુના સમૂહને જેણે વાર્યા, જીત્યા, જે વીતરાગ સર્વજ્ઞ થયા; વીતરાગ સર્વજ્ઞ થતાં જે અર્હત્ પૂજવા યોગ્ય થયા અને વીતરાગ અર્હત્ થતાં મોક્ષ અર્થે પ્રવર્તન છે જેનુ એવા જુદા જુદા યોગિયોના જે નાથ થયા, નેતા થયા અને એમ નાથ થતા જે જગતના નાથ, તાત, ત્રાતા થયા, એવા જે મહાવીર તેને નમસ્કાર હો

અહિં સદ્દેવના અપાયઅપગમ અતિશય, જ્ઞાન અતિશય, વચન અતિશય અને પૂજા અતિશય સૂચવ્યા

આ મગલ સ્તુતિમા સમગ્ર યોગશાસ્ત્રનો સાર શમાવી દીધો છે. સદ્દેવનું નિરૂપણ કર્યું છે. સમગ્ર વસ્તુ સ્વરૂપ, તત્ત્વજ્ઞાન સમાવી દીધું છે. ઉકેલનાર ખોજક જોઈએ

"લૌકિક મેળામાં વૃત્તિને ચચળ કરે એવા પ્રસગ વિશેષ હોય; સાચો મેળો સત્સગનો. એવા મેળામા વૃત્તિની ચચળતા ઓછી થાય-દૂર થાય. માટે સત્સગમેળાને જ્ઞાનિઓએ વખાણ્યો છે-ઉપદેશ્યો છે." [૪/૮૬૦.

* * *

*શ્રી સંમતભદ્રસૂરિ.*

देवागमनभोयानचामरादिविभूतय
मायाविष्वपि दृश्यंते नातस्त्वमसि नो महान्.

---

૧ 'સ્વામી કાર્તિકેયાનુપ્રેક્ષા' વૈરાગ્યનો ઉત્તમ ગ્રથ છે દ્રવ્યને-વસ્તુને-યથાવત્ લક્ષમા રાખી વૈરાગ્યનુ એમા નિરૂપણ કર્યું છે ગઈ સાલ મદ્રાસ ભણી જવું થયું હતુ કાર્તિક સ્વામી એ ભૂમિમા બહુ વિચર્યા છે એ તરફના નગ્ન, ભવ્ય, ઉંચા, અડોલ વૃત્તિથી ઉભેલા પહાડ નિરખી સ્વામી કાર્તિકેયાદિની અડોલ, વૈરાગ્યમય દિગમ્બરવૃત્તિ યાદ આવતી હતી નમસ્કાર તે સ્વામી કાર્તિકેયાદિને

૨ ષડ્દર્શનસમુચ્ચય, યોગદૃષ્ટિસમુચ્ચયનાં ભાષાંતર ગુજરાતીમા કરવાયોગ્ય છે, તે કરશો ષડ્દર્શનસમુચ્ચયનું ભાષાતર થયેલ છે પણ તે સુધારી ફરી કરવાયોગ્ય છે. ધીમે ધીમે થશે; કરશો આનંદઘનજી ચોવિશીના અર્થ પણ વિવેચન સાથે લખશો.

સ્તુતિકાર શ્રી સંમત્તભદ્રસૂરિને વીતરાગ દેવ જાણે કહેતા હોય, હે સંમત્તભદ્ર, આ અમારાં અષ્ટપ્રાતિહાર્યે આદિ વિભૂતિ તું જો, અમારૂં મહત્વ જો. ત્યારે સિંહ ગુફામાંથી ગંભીર પદે બહાર નિકળતાં ત્રાડ પાડે તેમ શ્રી સંમત્તભદ્રસૂરિ ત્રાડ પાડતા કહે છેઃ—

દેવતાઓનું આવવું, આકાશમાં વિચરવું, ચામરાદિ વિભૂતિનું ભોગવવું, ચામરાદિ વૈભવથી વિંઝાવું, એ તો માયાવી એવા ઇંદ્રજાળીઆ પણ બતાવી શકે છે. તારા પાસે દેવોનું આવવું થાય છે, વા આકાશમાં વિચરવું વા ચામર છત્ર આદિ વિભૂતિ ભોગવે છે માટે તું અમારા મનને મહાન્! ના, ના. એ માટે તું અમારા મનને મહાન્ નહીં. તેટલાથી તારું મહત્વ નહીં. એવું મહત્વ તો માયાવી ઇંદ્રજાળીયા પણ દેખાડી શકે.

ત્યારે સદ્દેવનું મહત્વ વાસ્તવિક શું? તો કે વીતરાગપણું. એમ આગળ બતાવે છે.

આ શ્રી સંમત્તભદ્રસૂરિ વિ૦ સં૦ બીજા સૈકામાં થયા. તેઓ શ્વેતામ્બર દિગમ્બર બંનેમાં એક સરખા સન્માનિત છે. તેઓએ દેવાગમસ્તોત્ર (ઉપર જણાવેલ સ્તુતિ આ સ્તોત્રનું પ્રથમ પદ છે) અથવા આપ્તમીમાંસા રચેલ છે. તત્ત્વાર્થસૂત્ર ના મંગલાચરણની ટીકા કરતાં આ સ્તોત્ર (દેવાગમ) લખાયો છે અને તે પર 'અષ્ટસહસ્રી ટીકા' તથા ચોરાશી હજાર શ્લોકપુર 'ગંધહસ્તીમહાભાષ્ય' ટીકા રચાયાં છે.

मोक्षमार्गस्य नेतारं भेत्तारं कर्मभूभृतां;
ज्ञातारं विश्वतत्त्वानां वंदे तद्गुणलब्धये.

આ એનું પ્રથમ મંગલ સ્તોત્ર છે.

મોક્ષમાર્ગના નેતા, કર્મરૂપી પર્વતના ભેત્તા (ભેદનાર), વિશ્વ (સમગ્ર) તત્ત્વના જ્ઞાતા (જાણનાર),–તેને તે ગુણોની પ્રાપ્તિ અર્થે વંદું છું.[1] [૪/૮૬૮.

---

૧ આપ્તમીમાંસા, યોગબિંદુ અને ઉપમિતિભવપ્રપંચકથાનું ગુજરાતી ભાષાંતર કરશો યોગબિંદુનું ભાષાંતર થયેલ છે. ઉપમિતિભવપ્રપંચનું થાય છે; પણ તે બને ફરી કરવાયોગ્ય છે, તે કરશો. ધીમે ધીમે થશે.

"લોકકલ્યાણ હિતરૂપ છે અને તે કર્ત્તવ્ય છે પોતાની યોગ્યતાની ન્યૂનતાથી અને જોખમદારી ન સમજાઈ શકાવાથી અપકાર ન થાય એ પણ લક્ષ રાખવાનો છે."

*નમસ્કારાદિ વચનો.

"મહા સૌંદર્યથી ભરેલી દેવાંગનાના ક્રીડા વિલાસ નિરીક્ષણ કરતાં છતાં જેના અંતઃકરણમાં કામથી વિશેષ-વિશેષ વિરાગ છૂટે છે. તેને ધન્ય છે, તેને ત્રિકાળ નમસ્કાર છે." [૭.

* * *

નિરાગી પુરુષોને નમસ્કાર. [૪૫, અગ્ર૦ લ૦ ૧.

* * *

નિરાગી મહાત્માઓને નમસ્કાર [૪૬,૪૭.

* * *

"આત્માને શોધી, તેના અપાર માર્ગમાંથી થયેલી પ્રાપ્તિના ઘણા ભાગ્યશાળી થવાને માટે અનેક ક્રમ બાધ્યા છે, તે મહાત્મા જયવાન હો! અને તેને ત્રિકાળ નમસ્કાર હો!" [૬૩.

* * *

આનંદ મૂર્તિ સત્સ્વરૂપને અભેદ ભાવે ત્રણેકાળ નમસ્કાર. [૧૧૪.

* * *

"જ્ઞાનીઓની વાણી 'નય'માં ઉદાસીન વર્ત્તે છે તે વાણીને નમસ્કાર."

* * * [૧૨૮.

સર્વાત્મા હરિને નમસ્કાર. [૧૩૩.

* * *

"કોઈ નય જ્યાં દુભાતો નથી, એવાં જ્ઞાનીના વચનને નમસ્કાર."

* * * [૧૩૮.

સત્સ્વરૂપને અભેદરૂપે અનન્ય ભક્તિએ નમસ્કાર. [૧૪૪.

* * *

"સર્વાત્મસ્વરૂપને નમસ્કાર." [૧૫૩.

* * *

કળિયુગમાં અપાર કષ્ટે કરીને સત્પુરુષનું ઓળખાણ પડે છે; છતાં કંચન અને કાંતાનો મોહ, તેમાં પરમ પ્રેમ આવવા ન દે તેમ છે; ઓળખાણ પડ્યે અડગપણે ન રહી શકે એવી જીવની વૃત્તિ છે અને આ કળિયુગ છે; તેમાં જે નથી મુઝાતા તેને નમસ્કાર. [૧૭૬.

* કેટલાક પત્રોને મથાળે કે વચ્ચે આવા 'નમસ્કારાદિ વચનો' છે જે તે પત્રો સાથે ફુટનોટમાં કેટલેક ઠેકાણે આવી જાય છે, તે અને બાકીના જે તે પત્રો સાથે નથી આપ્યા તે અને આપીએ છીએ " " આવા ચિન્હમાં આપેલા વચનો મૂળ લખાણમાં પણ છે અને અહીં પણ આપેલ છે—સંશોધક.

ભિન્ન ભિન્ન પ્રકારે તે જીવનો વિચાર થવા અર્થે, તે જીવ પ્રાપ્ત થવા અર્થે, યોગાદિક અનેક સાધનોનો બળવાન પરિશ્રમ કર્યે છતે, પ્રાપ્તિ ન થઈ, તે જીવ જે વડે સહજ પ્રાપ્ત થાય છે, તે જ કહેવા વિષે જેનો ઉદ્દેશ છે તે તીર્થંકરના ઉદ્દેશ વચનને નમસ્કાર કરીએ છીએ. [૩૦૭.

* * *

"સત્પુરુષોને નમસ્કાર," [૪૩,૪૪,૫૦,૫૨,૩૪૯,૩૫૦,૩૫૧.

* * *

"જે જ્ઞાનથી 'કામ' નાશ પામે તે જ્ઞાનને અત્યંત ભક્તિએ નમસ્કાર."

* * * [૩૭૦.

"અનન્ય શરણના આપનાર એવા શ્રી સદ્ગુરુ દેવને નમસ્કાર."

"જે સત્પુરુષોએ જન્મ જરા મરણનો નાશ કરવાવાળો સ્વસ્વરૂપમાં સહજ અવસ્થાન થવાનો ઉપદેશ કહ્યો છે, તે સત્પુરુષોને અત્યંત ભક્તિથી નમસ્કાર છે." [૩૭૨.

* * *

જે તીર્થંકરે 'જ્ઞાનનું ફળ વિરતિ' કહ્યું છે તે તીર્થંકરને અત્યંત ભક્તિએ નમસ્કાર હો. [૩૭૭.

* * *

શ્રીમદ્ વીતરાગને નમસ્કાર. [૩૮૩.

* * *

શ્રી વીતરાગને પરમ ભક્તિએ નમસ્કાર. [૩૯૭.

* * *

દેહાભિમાન્ રહિત એવા સત્પુરુષોને અત્યંત ભક્તિથી ત્રિકાળ નમસ્કાર. [૪૧૭.

* * *

દેહધારી છતાં નિરાવરણજ્ઞાન સહિત વર્તે છે એવા મહાપુરુષોને ત્રિકાળ નમસ્કાર.

જે દેહધારી સર્વ અજ્ઞાન અને સર્વ કષાય રહિત થયા છે તે દેહધારી મહાત્માને ત્રિકાળ પરમભક્તિથી નમસ્કાર હો! નમસ્કાર હો!

તે મહાત્મા વર્તે છે તે દેહને, ભૂમિને, ઘરને, માર્ગને, આસનાદિ સર્વને નમસ્કાર હો! નમસ્કાર હો! [૪૨૩.

"શ્રી જિનવીતરાગે દ્રવ્યભાવ સયોગથી ફરીફરી છૂટવાની ભલામણ કરી છે અને તે સયોગનો વિશ્વાસ પરમ જ્ઞાનીને પણ કર્ત્તવ્ય નથી, એવો નિશ્ચય માર્ગ કહ્યો છે, તે શ્રી જિનવીતરાગના ચરણકમળને અત્યત નમ્ર પરિણામથી નમસ્કાર." [૪૦૬-૪૨૮.

* * *

'સૂક્ષ્મસગરૂપ' અને 'બાહ્યસગરૂપ' દુસ્તર સ્વયભૂ-રમણસમુદ્ર ભુજાએ કરી જે વર્ધમાનાદિ પુરુષો તરી ગયા છે, તેમને પરમ ભક્તિથી નમસ્કાર [૪૩૬.

* * *

"ભુજાએ કરી જે સ્વયભૂરમણસમુદ્ર તરી ગયા છે, તરે છે અને તરશે, તે સત્પુરુષોને નિષ્કામ ભક્તિથી ત્રિકાળ નમસ્કાર" [૪૩૬-૪૩૭

* * *

વિષમ ભાવના નિમિત્તો બળવાનપણે પ્રાપ્ત થયા છતાં જે જ્ઞાનીપુરુષ અવિષમ ઉપયોગે વર્ત્યા છે, વર્ત્તે છે અને ભવિષ્યકાળે વર્ત્તે તે સર્વેને વારવાર નમસ્કાર"

ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ વ્રત, ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ તપ, ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ નિયમ, ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ લબ્ધિ, ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ ઐશ્વર્ય, એ જેમા સમાય છે એવા નિરપેક્ષ અવિષમ ઉપયોગને નમસ્કાર. એ જ ધ્યાન. [૪૮૮.

* * *

પરમભક્તિથી સ્તુતિ કરનાર પ્રત્યે પણ જેને રાગ નથી અને પરમ દ્વેષથી પરિસહ-ઉપસર્ગ કરનાર પ્રત્યે પણ જેને દ્વેષ નથી, તે પુરુષરૂપ ભગવાનને વારવાર નમસ્કાર. [૫૦૦.

* * *

જેને કોઈપણ પ્રત્યે રાગ દ્વેષ રહ્યા નથી તે મહાત્માને વારવાર નમસ્કાર. [૫૦૮.

* * *

"પરમ સયમી પુરુષોને નમસ્કાર." [૫૧૪.

* * *

દીર્ઘકાળની જેની સ્થિતિ છે, તેને અલ્પકાળની સ્થિતિમા આણી જેમણે કર્મક્ષય કર્યો છે, તે મહાત્માઓને નમસ્કાર. [૫૧૬

"સત્પુરુષોના અગાધ ગંભીર સંયમને નમસ્કાર."

• • •

"પરિણામમાં તો જે અમૃત જ છે. પણ પ્રથમ દશાએ કાળકૂટ વિષની પેઠે મુંઝવે છે એવા શ્રી સંયમને નમસ્કાર. તે જ્ઞાનને, તે દર્શનને અને તે ચારિત્રને વારંવાર નમસ્કાર."

• • •

"અવિષમપરિણામથી જેમણે કાળકૂટ વિષ પીધું એવા શ્રી ઋષભાદિ પરમ પુરુષોને નમસ્કાર." [૫૨૨.

* * *

"જે મહાત્માઓ અસંગ ચૈતન્યમાં લીન થયા છે, થાય છે અને થશે તેને નમસ્કાર." [૫૨૫.

* * *

"સર્વ દ્રવ્યથી, સર્વ ક્ષેત્રથી, સર્વ કાળાથી અને સર્વ ભાવથી જે સર્વ પ્રકારે અપ્રતિબદ્ધ થઈ નિજસ્વરૂપમાં સ્થિત થયા તે પરમ પુરુષોને નમસ્કાર."

* * * [૫૩૪.

"પરમસુખસ્વરૂપ, પરમોત્કૃષ્ટ શાંત, શુદ્ધચૈતન્ય સ્વરૂપ સમાધિને સર્વકાળને માટે પામ્યા તે ભગવંતને નમસ્કાર. તે પદમા નિરંતર લક્ષરૂપ પ્રવાહ છે જેનો તે સત્પુરુષોને નમસ્કાર." [૫૩૫.

* * *

[1]"અપાર મહા મોહજળને અનંત અંતરાય છતાં ધીર રહી જે પુરુષ તર્યા તે શ્રી પુરુષ ભગવાનને નમસ્કાર."

• • •

"અનંતકાળથી જે જ્ઞાન ભવ હેતુ થતું હતું તે જ્ઞાનને એક સમય માત્રમાં જાત્યાંતર કરી જેણે ભવનિવૃત્તિરૂપ કર્યું, તે કલ્યાણમૂર્ત્તિ સમ્યક્‌દર્શનને નમસ્કાર." [૫૩૭.

* * *

"જેણે ત્રણે કાળને વિષે દેહાદિથી પોતાનો કંઈ પણ સંબંધ નહોતો એવી અસંગ દશા ઉત્પન્ન કરી તે ભગવાનરૂપ સત્પુરુષોને નમસ્કાર." [૫૬૨.

---

૧ લખવામાં વધારે ઉપયોગ હાલ પ્રવર્ત્તતો શક્ય નથી.

"પરમ પુરુષને અભિમત એવા અભ્યંતર અને બાહ્ય બન્ને સંયમને ઉલ્લાસિત ભક્તિએ નમસ્કાર." [૫૭૦.

* * *

"અનંત અવ્યાબાધ સુખમય પરમપદ તેની પ્રાપ્તિ અર્થે ભગવાન્ સર્વજ્ઞે નિરૂપણ કરેલો મોક્ષ સિદ્ધાંત, તે ભગવાનને પરમ ભક્તિથી નમસ્કાર."

. . .

"દ્રવ્યાનુયોગ, કરણાનુયોગ, ચરણાનુયોગ અને ધર્મ-કથાનુયોગના મહાનિધિ એવા વીતરાગ પ્રવચનને નમસ્કાર કરું છું."

. . .

"કર્મરૂપી વૈરીનો પરાજય કર્યો છે એવા અર્હંત ભગવાન્; શુદ્ધ ચૈતન્યપદમાં સિદ્ધાલયે બિરાજમાન છે એવા સિદ્ધ ભગવાન્, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય એવા મોક્ષના પાંચ આચાર જેના આચરણમાં પ્રવર્ત્તમાન છે અને બીજા ભવ્ય જીવોને તે આચારમાં પ્રવર્ત્તાવે છે એવા આચાર્ય ભગવાન્; દ્વાદશાંગના અભ્યાસી અને શ્રુત, શબ્દ, અર્થ અને રહસ્યથી અન્ય ભવ્ય જીવોને અધ્યયન કરાવનાર એવા ઉપાધ્યાય ભગવાન્; મોક્ષમાર્ગને આત્મજાગૃતિપૂર્વક સાધતા એવા સાધુ ભગવાનને હું પરમ ભક્તિથી નમસ્કાર કરું છું." [૫૮૧.

* * *

"જ્ઞાનમય આત્મા જેમને પરમોત્કૃષ્ટભાવે પ્રાપ્ત થયો અને જેમણે પરદ્રવ્ય માત્ર ત્યાગ કર્યું છે, તે દેવને નમન હો! નમન!" [૫૮૩.

* * *

"શુદ્ધ ચૈતન્ય, અનંત અવ્યાબાધ, કેવળજ્ઞાનસ્વરૂપ શક્તિરૂપે તે, જેને સંપૂર્ણ વ્યક્ત થયું છે, તથા વ્યક્તથવાનો જે પુરુષો માર્ગ પામ્યા છે તે પુરુષોને અત્યંત ભક્તિથી નમસ્કાર." [હા૦ નોં૦ ૨/૩.

* * *

"નમો જિણાણં જિન ભવાણં." [હા૦ નોં૦ ૨/૫.

* * *

"હે સર્વોત્કૃષ્ટ સુખના હેતુભૂત સમ્યગ્દર્શન! તને અત્યંત ભક્તિથી નમસ્કાર હો. આ અનાદિઅનંત સંસારમાં અનંત–અનંત જીવો તારા આશ્રય વિના અનંત–અનંત દુઃખને અનુભવે છે."

હે જિનવીતરાગ! તમને અત્યંત ભક્તિથી નમસ્કાર કરું છું. તમે આ
ર પ્રત્યે અનંત અનંત ઉપકાર કર્યો છે.

*

હે કુંદકુંદાદિ આચાર્યો! તમારાં વચનો પણ સ્વરૂપાનુસંધાનને વિષે
પામરને પરમ ઉપકારભૂત થયાં છે. તે માટે હું તમને અતિશય ભક્તિથી
સ્કાર કરું છું. [હા૦ નોં૦ ૨/૨૦.

* * *

અગમ્ય છતાં સરળ એવા મહત્પુરુષોના માર્ગને નમસ્કાર.

* * * [અપ્ર૦ લ૦ ૧૯.

દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી જે સત્પુરુષોને પ્રતિબંધ નથી
સત્પુરુષોને નમસ્કાર. [અપ્ર૦ લ૦ ૨૦.

* * *

"મહાત્મા મુનિવરોને સપ્રેમ ભક્તિથી નમસ્કાર." [અપ્ર૦ લ૦ ૪૦.

* * *

"આર્ય મુનિવરોના ચરણકમળમાં યથાવિધિ નમસ્કાર." [અ૦લ૦ ૪૫.

* * *

"પરમ કૃપાળુ મુનિવરોને રોમાંચિત ભક્તિથી નમસ્કાર હો!"

* * * [અપ્ર૦ લ૦ ૪૮.

નિસ્પૃહી મહાત્માઓને અભેદભાવે નમસ્કાર. [અપ્ર૦ લ૦ ૭૪.

* * *

"અનંત શાંત મૂર્તિ એવા ચંદ્રપ્રભુને નમસ્કાર હો, નમસ્કાર હો."

* * * [વ્યુ૦ ૫૦ ૨/૨.

હે પરમ કૃપાળુ દેવ! જન્મ, જરા, મરણાદિ સર્વ દુઃખોનો અત્યંત
કરનારો એવો વીતરાગ પુરુષનો મૂળ ધર્મ અનંત કૃપા કરી આપ શ્રીમતે
આપ્યો, વળી આપ શ્રીમત્ કંઈ પણ લેવાને સર્વથા નિસ્પૃહ છો, જેથી
ન, વચન, કાયાની એકાગ્રતાથી આપના ચરણારવિંદમાં નમસ્કાર કરું છું.
નની પરભક્તિ અને વીતરાગ પુરુષના મૂળધર્મની ઉપાસના મારા હૃદયને
ભવપર્યંત અખંડ જાગૃત રહો એટલું માગું છું તે સફળ થાઓ.

* * * [અપ્ર૦ લ૦ ૮૮.

"પ્રગટ એવા યમને સમીપ દેખતાં છતાં જેને દેહને વિષે મૂર્છા વર્ત્તતી
પુરુષને નમસ્કાર." [૪/૩૫૧.

હે નાથ! સાતમી તમતમપ્રભા નરકની વેદના મળી હોત તો વખતે સમ્મત કરત, પણ આ જગતની મોહિની સમ્મત થતી નથી. [૯.

° ° °

કેટલાંક વર્ષ થયાં એક મહાન ઇચ્છા અંતઃકરણમાં પ્રવર્ત્તિ રહી છે. જે કોઈ સ્થળે કહી નથી; કહી શકાઈ નથી; કહી શકાતી નથી; નહીં કહેવાનું અવસ્ય છે. મહાન પરિશ્રમથી ઘણુંકરીને તે પાર પાડી શકાય એવી છે; તથાપિ તે માટે જેવો જોઈએ તેવો પરિશ્રમ થતો નથી; એ એક આશ્ચર્ય અને પ્રમત્તતા છે.

એ ઇચ્છા સ્વાભાવિક ઉત્પન્ન થઈ હતી. જ્યાંસુધી તે યથાયોગ્ય રીતે પાર નહીં કરાય ત્યાંસુધી આત્મા સમાધિસ્થ થવા ઇચ્છતો નથી, અથવા થશે નહીં. કોઈ વેળા અવસર હશે તો તે ઇચ્છાની છાયા જણાવી દેવાનું પ્રયત્ન કરીશ.

એ ઇચ્છાનાં કારણને લીધે જીવ ઘણુંકરીને વિટંબનદશામાં જ જીવન વ્યતીત કર્યો જાય છે; જો કે તે વિટંબનદશા પણ કલ્યાણકારક જ છે; તથાપિ બીજા પ્રત્યે તેવી કલ્યાણકારક થવામાં કંઈક ખામીવાળી છે.

અંતઃકરણથી ઉગેલી અનેક ઊર્મિયો તમને ઘણીવાર સમાગમમાં જણાવી છે. સાંભળીને કેટલેક અંશે તમને અવધારવાની ઇચ્છા થતી જોવામાં આવી છે. ફરી ભલામણ છે કે જે જે સ્થળોએ તે ઊર્મિયો જણાવી હોય, તે તે સ્થળે જતાં ફરીફરી તેનું અધિક સ્મરણ અવશ્ય કરશો. [૭૩.

° ° °

અહો! અનંત ભવનાં પર્યટને, કોઈ સત્પુરુષના પ્રતાપે આ દશા પામેલા એવા આ દેહધારીને તમે ઇચ્છો છો, તેની પાસેથી ધર્મ ઇચ્છો છો અને તે તો હજુ કોઈ આશ્ચર્યકારક ઉપાધિમાં છે. નિવૃત્તિ હોત તો બહુ ઉપયોગી થઈ પડત. વારુ તમને તેને માટે આટલી બધી શ્રદ્ધા રહે છે, તેનું કંઈ મૂળ કારણ હસ્તગત થયું છે? એના પર રાખેલી શ્રદ્ધા, એનો કહેલો ધર્મઅનુભવ, અનર્થકારક તો નહીં લાગે? અર્થાત્ હજુ તેની પૂર્ણ કસોટી કરજો અને એમ કરવામાં તે રાજી છે; તેની સાથે તમને યોગ્યતાનું કારણ છે અને કદાપિ પૂર્વાપર પણ નિઃશંક શ્રદ્ધા જ રહેશે એમ હોય તો

---

* આ લખાણ પહેલા અને બીજા ખંડમાં આવેલા લખાણનો બાકીનો ભાગ છે. જે અંગત હોઈ તે લખાણ સાથે આપ્યો નહોતો તે અત્રે આપીએ છીએ પહેલા ખંડમાં " " આવા ચિન્હમાં આપેલ લખાણનો કેટલોક ભાગ બીજા ખંડનો અને કેટલોક ભાગ ચોથા ખંડનો (અંગત અને વ્યક્તિગત પત્રોમાંનો) પણ છે તેવી જ રીતે બીજા ખંડમાં તેવાજ ચિન્હમાં આવેલ લખાણનો ભાગ પણ ચોથા ખંડના લખાણમાંનો છે. જે બેવડાવેલો (Duplicate) છે, એટલે જે ઠેકાણે આપેલ છે ત્યાં પણ છે અને બીજા અને ચોથા ખંડમાં પણ છે —સંશોધક.

તેમ જ રાખવામાં કલ્યાણ છે, એમ સ્પષ્ટ કહી દેવું આજે બ્યાજબી લાગતાં કહી દીધું છે. આજના પત્રની ભાષા ઘણી જ આમીક વાપરી છે. તથાપિ ઉદ્દેશ એક જરૂર પરમાર્થ જ છે. . . . "આગમના ઉલ્લાસની વૃદ્ધિ કરશો." જરૂર. [૮૯.

° ° °

—ઉચ નીચનો અંતર નથી સમજ્યા તે પામ્યા સદ્ગતિ. [૯૩.

° ° °

તમે બધાએ હાલ તો એક પ્રકારનું અમને બંધન કરવા માંડ્યું છે; તે માટે અમારે શું કરવું તે કાંઈ સૂઝતું નથી સજીવન મૂર્તિથી માર્ગ મળે એવો ઉપદેશ કરતાં પોતે પોતાને બંધન કર્યું છે; કે જે ઉપદેશનો લક્ષ તમે અમારા ઉપર જ માંડ્યો. અમે તો સજીવન મૂર્તિના દાસ છીએ—ચરણરજ છીએ. અમારી એવી અલૌકિક દશા પણ ક્યાં છે કે જે દશામાં કેવળ અસંગતા જ વર્ત્તે છે? અમારો ઉપાધિયોગ તો તમે પ્રત્યક્ષ દેખો તેવો છે.

આ એ છેલ્લી વાત તો તમારા બધાને માટે મેં લખી છે. અમને હવે ઓછું બંધન થાય તેમ કરવા બધાને વિનંતિ છે. બીજું એ જણાવવાનું છે કે, તમે અમારે માટે કંઈ હવે કોઈને કહેશો નહીં. ઉદયકાળ તમે જાણો છો.

મુમુક્ષુ વૈ૦ ૦ ૦ ૦ યોગમાર્ગના સારા પરિચયી છે, એમ જાણું છું. યોગ્ય જીવ છે. જે પદનો તમે સાક્ષાત્કાર પૂછ્યો તે તેમને હજી થયો નથી.

પૂર્વકાળમાં ઉત્તર દિશામાં વિચરવા વિષેનું તેમના મુખથી શ્રવણ કર્યું તો તે વિષે હાલ તો કંઈ લખી શકાય તેમ નથી. જો કે તેમણે તમને મિથ્યા કહ્યું નથી એટલું જણાવી શકું છું. [૯૫.

° ° °

એનું સ્વપ્ને જો દર્શન પામે રે, તેનું મન ન ચઢે બીજે ભામેરે;
થાય કૃષ્ણનો લેશ પ્રસંગરે, તેને ન ગમે સંસારનો સંગરે.

° ° °

હસતાં રમતા પ્રગટ હરી દેખું રે, મારું જીવ્યું સફળ તવ લેખું રે;
મુક્તાનંદનો નાથ વિહારીરે, ઓધા જીવનદોરી અમારી રે. [૧૦૦.

° ° °

देहाभिमाने गलिते, विज्ञाते परमात्मनि;
यत्र यत्र मनो याति, तत्र तत्र समाधयः

'હું કર્તા,' 'હું મનુષ્ય,' 'હું સુખી,' 'હું દુઃખી,' એ વગેરે પ્રકારથી રહેલું દેહાભિમાન તે જેનું ગળી ગયું છે અને સર્વોત્તમપદરૂપ પરમાત્માને જેણે જાણ્યાં છે, તેનું મન જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં તેને સમાધિ જ છે.

આપનાં પત્ર ઘણીવાર વિગતથી મળે છે અને તે પત્રો વાંચી પ્રથમ તો સમાજ રહેવાની ઇચ્છા છે; તથાપિ ૦ ૦ ૦ કારણથી તે ઇચ્છાનું ગમે તે પ્રકારે

વિસ્મરણ કરવું પડે છે અને પત્રનો સવિગત ઉત્તર લખવા ઇચ્છા થાય છે તો તે ઇચ્છા પણ ઘણુંકરીને ક્વચિત્ જ પાર પડે છે એનાં બે કારણ છેઃ એક તો એ વિષયમાં અધિક લખવા જેવી દશા રહી નથી તે, બીજું કારણ ઉપાધિયોગ ઉપાધિયોગ કરતાં વર્ત્તતી દશાવાળું કારણ અધિક બળવાન છે; જે દશા બહુ નિસ્પૃહ છે અને તેને લીધે મન અન્ય વિષયમાં પ્રવેશ કરતું નથી અને તેમાં પણ પરમાર્થ વિષે લખતાં કેવળ શૂન્યતા જેવું થયાં કરે છે, એ વિષયમાં લેખનશક્તિ તો એટલી બધી શૂન્યતા પામી છે; વાણી પ્રસંગોપાત હજુ એ વિષયમાં કેટલુંક કાર્ય કરી શકે છે અને તેથી આશા રહે છે કે સમાગમમાં જરૂર ઈશ્વર કૃપા કરશે

વાણી પણ જેવી આગળ ક્રમપૂર્વક વાત કરી શકતી તેવી હવે લાગતી નથી; લેખનશક્તિ શૂન્યતા પામ્યા જેવી થવાનું કારણ એક એવું પણ છે કે ચિત્તમાં ઉગેલી વાત ઘણા નયયુક્ત હોય છે અને તે લેખમાં આવી શકતી નથી; જેથી ચિત્ત વૈરાગ્ય પામી જાય છે [૧૦૯.

o o o

જે જે ઇચ્છાઓ તેમાં જણાવી છે તે કલ્યાણકારકજ છે; પરંતુ એ ઇચ્છાની સર્વ પ્રકારની સ્ફુર્ણા તો સાચા પુરુષના ચરણકમળની સેવામાં રહી છે (આ નિઃશંક વાક્ય સર્વ અનતજ્ઞાનીઓએ સમ્મત કરેલું આપને જણાવ્યુ છે) અને ઘણા પ્રકારે સત્સંગમા રહી છે. [૧૧૪

o o o

અમારી વૃત્તિ જે કરવા ઇચ્છે છે, તે નિષ્કારણ પરમાર્થ છે એ વિષે વારંવાર જાણી શકયા છો, તથાપિ કોઈ સમવાય કારણની ન્યૂનતાને લીધે હાલ તો તેમ કંઈ અધિક કરી શકાતું નથી, માટે ભલામણ છે કે અમે હાલ કંઈ પરમાર્થજ્ઞાની છીએ, અથવા સમર્થ છીએ એવું કથન કીર્તિત્ કરશો નહીં, કારણ કે એ વર્તમાનમાં પ્રતિકૂળ જેવું છે. [૧૧૮

o o o

. તમને બધાને હમણા જે કંઈ જૈનનાં પુસ્તકો વાચવાનો પરિચય રહેતો હોય તેમાંથી જગતનું વિશેષ વર્ણન કર્યું હોય, તેવો ભાગ વાચવાનો લક્ષ ઓછો કરજો અને 'જીવે શું નથી કર્યું?' ને 'હવે શું કરવું?' એ ભાગ વાચવાનો, વિચારવાનો વિશેષ લક્ષ રાખજો

કોઈ પણ બીજાઓ ધર્મક્રિયાને નામે જે તમારા સહવાસીઓ (શ્રાવકાદિક) ક્રિયા કરતા હોય તેને નિષેધશો નહીં. હાલ જેણે ઉપાધિરૂપ ઇચ્છા અગીકાર કરી છે, તે પુરુષને કોઈ પણ પ્રકારે પ્રગટ કરશો નહીં. માત્ર દૃઢ જિજ્ઞાસુ હોય તો તેનો લક્ષ માર્ગ ભણી વળે એવી થોડા શબ્દોમા ધર્મકથા કરશો. (તે પણ જો ઇચ્છા રાખતા હોય તો) બાકી હાલ તો તમે સર્વ "પોતપોતાના સત્સ્વરૂપાર્થે મિથ્યાધર્મ-વાસનાઓનો, વિષયાદિકની પ્રિયતાનો—પ્રતિબંધનો ત્યાગ કરતાં શીખજો જે કંઈ

પ્રિય કરવા જેવુ છે, તે હવે જણાયુ નથી અને બાકીનુ કઈ પ્રિય કરવા જેવુ નથી, આ અમારો નિશ્ચય છે" "યોગ્યતા માટે બ્રહ્મચર્ય એ મોટુ સાધન છે અસત્સગ એ મોટુ વિઘ્ન છે ' [૧૨૧.

o o o

तत्र को मोह क शोक एकत्वमनुपश्यत

'તેને મોહ શો? અને તેને શો શો? કે જે સર્વત્ર એકત્વ (પરમાત્મ સ્વરૂપ) ને જ જુએ છે' [૧૨૭

o o o

શું લખવુ તે તો કઈ સૂઝતુ નથી કારણકે દશા જુદી વર્ત્તે છે, તો પણ પ્રસગે કોઈ સદ્વૃત્તિ થાય તેવી વાચના હશે તો મોકલીશ અમારા ઉપર ગમે તેવી ભક્તિ હો બાકી સર્વ જીવોના-અને વિશેષે કરી ધર્મ જીવના તો-અમે ત્રણે કાળને માટે દાસ જ છીએ [૧૨૯

o o o

ઉદયકાળ પ્રમાણે વર્તીએ છીએ ક્વચિત્ મનોયોગને લીધે ઇચ્છા ઉત્પન્ન હો તો ભિન્ન વાત પણ અમને તો એમ લાગે છે કે, જગત્ પ્રત્યે અમારો પરમ ઉદાસીન ભાવ વર્ત્તે છે, તે સાવ સોનાનુ થાય તોપણ અમને તૃણવત્ છે અને પરમાત્માની વિભૂતિરૂપે અમારૂ ભક્તિધામ છે [૧૩૧-૨

o o o

જગતનુ કોઈ 'અધિષ્ઠાન' હોવુ જોઈએ, એમ ઘણાખરા મહાત્માઓનુ કથન છે, (અને અમે પણ એમ જ કહીએ છીએ કે 'અધિષ્ઠાન' છે, અને તે અધિષ્ઠાન તે હરિ ભગવાન્ છે, જેને ફરી ફરી હૃદયદેશમા જોઈએ છીએ ) 'અધિષ્ઠાન' વિષે સમાગમે અધિક સત્કથા થશે, લેખમા તેવી આવી શકશે નહીં [૧૩૩

o o o

તમારી ઇચ્છાને ખાતર કાંઈ પણ લખવુ જોઈએ તેથી પ્રસગે લખુ છુ બાકી હમણા સત્કથાનો લેખ કરી શકાય તેવી દશા (ઇચ્છા) નથી [૧૩૯

o o o

-આપ્યું સૌને તે અક્ષર ધામ રે

જો કે ઉપાધિસયુક્ત કાળ ઘણો જાય છે ઈશ્વરેચ્છા પ્રમાણે વર્તવુ શ્રેયસ્કર છે અને યોગ્ય છે એટલે જેમ ચાલે છે તેમ ઉપાધિ હો તો ભલે, ન હો તો ભલે, જે હોય તે સમાન જ છે [૧૫૬

o o o

અમને વારવાર આપ જે પ્રેરો છો તે માટે અમારી જેવી જોઈએ તેવી યોગ્યતા નથી અને હરિએ સાક્ષાત્ દર્શનથી જ્યાસુધી તે વાત પ્રેરી નથી ત્યાસુધી, ઇચ્છા ની નથી. [૧૫૮

આ પત્રમાં લખેલા પ્રશ્નોનો ટુંકામાં નીચે ઉત્તર લખ્યો છે —

૧-૨-૩ એ ત્રણે પ્રશ્નો સ્મૃતિમાં હશે, એમાં એમ જણાવ્યું છે કે—

૧ ઠાણાંગમાં આઠ વાદિ કહ્યા છે. તેમાં આપને તથા અમારે કયા વાદમાં દાખલ થવું ? ૨ એ આઠ વાદથી કોઈ જુદો મારગ આદરવાજોગ હોય તો તે જાણવાસારૂ આકાંક્ષા છે, ૩ અથવા આઠે વાદિના મારગનો સરવાળો કરવો એ જ મારગ છે કે શી રીતે ? અથવા તે આઠ વાદિના સરવાળામાં કાંઈ ન્યૂનાધિકતા કરી મારગ ગ્રહણ કરવાયોગ્ય છે ? અને છે તો શું ?

આમ લખ્યું છે, તે વિષે જાણવાનું કે, એ આઠ વાદિના-બીજા તે શિવાયના દર્શનોમાં-સંપ્રદાયોમાં-માર્ગ કંઈક (અન્વય) જોડાયેલો રહે છે, નહીં તો ઘણુંકરીને જુદો જ (વ્યતિરિક્ત) રહે છે તે વાદિ, દર્શન, સંપ્રદાય, એ બધા કોઈ રીતે પ્રાપ્તિમાં કારણરૂપ થાય છે, પણ સમ્યગ્જ્ઞાની વિનાના બીજા જીવોને તો બંધન પણ થાય છે માર્ગની જેને ઇચ્છા ઉત્પન્ન થઈ છે તેણે એ બધાનું 'સાધારણ જ્ઞાન' વાચવું વિચારવું, બાકી મધ્યસ્થ રહેવું યોગ્ય છે 'સાધારણ જ્ઞાન'નો અર્થ આ ઠેકાણે એવો કરવો કે 'ઘણા શાસ્ત્રમાં વર્ણવતાં અધિક જુદાઈ ન પડી હોય તેવું જ્ઞાન ૦ ૦ ૦ એ જ વિજ્ઞાપન [૧૮૫

० ० ०

ॐ પૂર્ણકામ ચિત્તને નમો નમ

આત્મા બ્રહ્મ સમાધિમાં છે, મન વનમાં છે, એક બીજાના આભાસે અનુક્રમે દેહ કંઈ ક્રિયા કરે છે ત્યાં સનિગત અને સંતોષરૂપ એવા તમારા બન્નેના પત્રોનો ઉત્તર શાથી લખવો ? તે તમે કહો ? ધર્મે જ જેમનો નિવાસ છે એવા એ મુમુક્ષુઓની દશા અને પ્રથા તમને સ્મરણમાં રાખવા યોગ્ય છે, અનુસરવા યોગ્ય છે એક સમય પણ વિરહ નહીં, એવી રીતે સત્સંગમાં જ રહેવાનું ઇચ્છિયે છીએ, પણ તે તો હરિ ઇચ્છાવશ છે

० ० ०

તમે બધા કેવી પ્રવૃત્તિમાં પરમાર્થ વિષે રહો છો, તે લખશો એક કોઈ નહીં જણાવેલ પ્રસંગ વિષે વિગતથી પત્ર લખવાની ઇચ્છા હતી, તેનો પણ નિરોધ કરવો પડ્યો છે તે પ્રસંગ ગાંભીર્યવશાત્ આટલા વર્ષ સુધી હૃદયમાં જ રાખ્યો છે હવે જાણીએ છીએ કે કહીએ, તથાપિ તમારી સત્ સંગતીએ આગ્યે કહીએ તો કહીએ [૧૮૭

० ० ०

અત્રે સમાધિ છે, સ્મૃત્તિ રહે છે, તથાપિ નિરૂપાયતા વર્ત્તે છે અસંગવૃત્તિ હોવાથી અણુમાત્ર ઉપાધિ સહન થઈ શકે તેવી દશા નથી તોય સહન કરીએ છીએ ૦ ૦ ૦ જ્ઞાનને વિષે અનંતે સંદેહ નથી તમે તેનું સ્વરૂપ સમજો અને ત્યારે જ કૃણ છે.

० ० ० [૧૯૫

અમારો અભિપ્રાય કંઈ પણ દેહ પ્રત્યે હોય, તો તે માત્ર એક આત્માર્થે છે; અન્ય અર્થે નહીં. બીજા કોઈ પણ પદાર્થ પ્રત્યે અભિપ્રાય હોય તો તે પદાર્થ અર્થે નહીં પણ આત્માર્થે છે. તે આત્માર્થ, તે પદાર્થ પ્રાપ્તિ અપ્રાપ્તિને વિષે હોય એમ અમને લાગતું નથી 'આત્માપણું' એ ધ્વનિ સિવાય બીજો કોઈ ધ્વનિ કોઈ પણ પદાર્થના ગ્રહણત્યાગમાં સ્મરણયોગ નથી "અનવકાશ આત્માપણું જાણ્યા વિના–તે સ્થિતિ વિના, અન્ય સર્વ ક્લેશરૂપ છે" [૨૦૭.

o o o

હાલ અત્ર અમે વ્યાવહારિક કામ તો પ્રમાણમાં ઘણું કરીએ છીએ; તેમાં મન પણ પૂરી રીતે દઈએ છીએ; તથાપિ તે મન વ્યવહારમાં ચોંટતું નથી; પોતાને વિષે જ રહે છે, એટલે વ્યવહાર બહુ બોજારૂપ રહે છે. જાણીએ છીએ કે ઘણાકાળે જે પરિણામ પ્રાપ્ત થવાનું છે, તે તેથી થોડા કાળે પ્રાપ્ત થાય માટે તે ઉપાધિયોગ વિશેષપણે વર્ત્તે છે અમે કે જેનું મન પ્રાયે ક્રોધથી, માનથી, માયાથી, લોભથી, હાસ્યથી, રતિથી, અરતિથી, ભયથી, શોકથી, જુગુપ્સાથી કે શબ્દાદિ વિષયોથી અપ્રતિબંધ જેવું છે; કુટુંબથી, ધનથી, પુત્રથી, વૈભવથી, સ્ત્રીથી કે દેહથી મુક્ત જેવું છે, તે મનને પણ સત્સંગને વિષે બંધન રાખવું બહુ બહુ રહ્યા કરે છે [૨૧૭

o o o

સમકિતની ફરસના થઈ ક્યારે જણાય? કેવી દશા વર્તતી હોય? એ વિષેનો અનુભવ કરીને લખશો [૨૨૪.

o o o

'વિચાર સાગર' ઉપદેશ અર્થે વિચારવાયોગ્ય છે જ્યારે જૈનશાસ્ત્ર વાંચવા જણાવીએ, ત્યારે જૈની કરવા જણાવતા નથી; વેદાંતશાસ્ત્ર વાંચવા જણાવીએ, ત્યારે વેદાંતી કરવાને જણાવતા નથી; તેમ જ અન્ય શાસ્ત્ર વાંચવા જણાવીએ, ત્યારે અન્ય થવા નથી જણાવતા. માત્ર જે જણાવીએ છીએ, તે તમ સર્વેને ઉપદેશ લેવા અર્થે જણાવીએ છીએ, જૈન અને વેદાંતી આદિનો ભેદ ત્યાગ કરો, આત્મા તેવો નથી [૨૨૭.

o o o

હાલ તો અનુક્રમે ઉપાધિયોગ વિશેષ વર્ત્યા કરે છે o o o વનને વિષે ઉદાસીનપણે સ્થિત એવા જે યોગીઓ–તીર્થંકરાદિક–તેનું આત્મત્વ સાંભરે છે.[૨૩૧.

o o o

અમને તો એવી જંજાળ વિષે ઉદાસીનપણું વર્ત્તે છે. અમારા વિષે વર્તતો પરમ વૈરાગ્ય વ્યવહારને વિષે ક્યારેય મન મળવા દેતો નથી અને વ્યવહારનો પ્રતિબંધ તો આખો દિવસ રાખવો પડે છે. હાલ તો એવી હૃદય સ્થિતિમાં વર્ત્તે છે, તેથી સંભવ થાય છે કે તે પણ સુખનો હેતુ છે

અમે તો પાંચ માસ થયાં જગત્ ઈશ્વર અને અન્યભાવ એ સર્વેને વિષે ઉદા-સીનપણે વર્ત્તીએ છીએ, તથાપિ તે વાર્તા તમને ગાંભીર્યપણે રહી જણાતી નથી તમે

જે પ્રકારે ઈશ્વરાદિ વિષે શ્રદ્ધાશીલ છો, તેમ વર્તવું તમને કલ્યાણરૂપ છે અમને તો કોઈ જાતનો ભેદભાવ નહીં ઉત્પન્ન થતો હોવાથી સર્વ જંજાળરૂપ વર્તે છે, એટલે ઈશ્વરાદિ સમેતમાં ઉદાસપણુ વર્તે છે, આવુ જે અમારુ લખવુ તે વાચી, કોઈ પ્રકારે સન્દેહને વિષે પડવાને તમે યોગ્ય નથી

હાલ તો અમે અન્યપણે વર્તીએ છીએ, એટલે કોઈ પ્રકારની જ્ઞાનવાર્તા પણ જણાવી શકાતી નથી પણ મોક્ષ તો કેવળ ૦ ૦ ૦ ને નિકપટપણે વર્તે છે, એ તો નિશ્ચળ વાર્તા છે, અમારુ જે ચિત્ત તે આત્મા શિવાય અન્ય સ્થળે પ્રતિબદ્ધતા પામતુ નથી, ક્ષણ પણ અન્યભાવને વિષે સ્થિર થતુ નથી સ્વરૂપને વિષે સ્થિર રહે છે એવુ જે અમારુ આશ્ચર્યકારક સ્વરૂપ તે હાલ તો કયાય કહ્યુ જતુ નથી ઘણા માસ વિત્યાથી તમને લખી સતોષ માનીએ છીએ નમસ્કાર વાચશો ભેદરહિત એવા અમે છીએ

૦ ૦ ૦ [૨૩૩

નિરતર જેને અભેદધ્યાન વર્તે છે, એવા શ્રી બોધપુરુષના યથાયોગ્ય વાચશો અત્ર ભાવ પ્રત્યે તો સમાધિ વર્તે છે અને બાહ્ય પ્રત્યે ઉપાધિયોગ વર્તે છે તમારા આવેલા ત્રણ પત્રો પ્રાપ્ત થયા છે અને તે કારણથી પ્રત્યુત્તર લખ્યો નથી

૦ ૦ ૦

કડે પ્રકારે મન વર્તે એમ વર્તો વિયોગ છે, તો તેમા કલ્યાણનો પણ વિયોગ છે એ વાર્તા સત્ય છે, તથાપિ જો જ્ઞાનીના વિયોગમા પણ તેને જ વિષે ચિત્ત વર્તે છે, તો કલ્યાણ છે ધીરજનો ત્યાગ કરવાને યોગ્ય નથી [૨૩૪

૦ ૦ ૦

'મનને લઈને આ બધુ છે,' એવો જે અત્યારસુધીનો થયેલો નિર્ણય તે સામાન્ય પ્રકારે તો યથાતથ્ય છે, તથાપિ 'મન' 'તેને લઈને અને 'આ બધુ' અને 'તેનો નિર્ણય' એવા જે ચાર ભાગ એ વાક્યના થાય છે, તે ઘણા કાળના બોધે જેમ છે તેમ સમજાય એમ જાણીએ છીએ જેને તે સમજાય છે, તેને મન વશ વર્તે છે, એ વાત નિશ્ચયરૂપ છે તથાપિ ન વર્તતુ હોય તોપણ તે આત્મસ્વરૂપને વિષે જ વર્તે છે

એ મન વશ થવાનો ઉત્તર ઉપર લખ્યો છે, તે સર્વથી મુખ્ય એવો લખ્યો છે જે વાક્ય લખવામા આવ્યા છે, તે ઘણા પ્રકારે વિચારવાને યોગ્ય છે

૦ ૦ ૦

ધ્યાન, જપ તપ, ક્રિયા માત્ર એ સર્વ થકી અમે જણાવેલુ કોઈ સાત્ર હોય પરમ કલ્યાનુ કારણ ધારતા હો તો, નિશ્ચયપણે ધારતા હો તો, પાછળની બુદ્ધિ લોકસજ્ઞા, શાસ્ત્રસજ્ઞા પર ન જતી હોય તો, તે ભ્રાન્તિવડે ગઈ છે એમ ધારતા હો તો, તે વાક્યને ઘણા પ્રકારની ધીરજવડે વિચારવા ધારતા હો તો લખવાને ઇચ્છા થાય છે હજી આથી વિશેષપણે નિશ્ચયને વિષે ધારણા કરવાને લખવુ અગત્ય જેવુ લાગે છે, તથાપિ ચિત્ત અવકાશરૂપે વર્તતુ નથી, એટલે જે લખ્યુ છે તે પ્રસગપણે માનશો. [૨૩૫

સંસારથી કંટાળ્યા તો ઘણો કાળ થઈ ગયો છે, તથાપિ સંસારનો પ્રસંગ હજી વિરામ પામતો નથી; એ એક પ્રકારનો ક્લેશ વર્ત્તે છે. હાલ તો નિર્બળ થઈ શ્રી હરિને હાથ સોંપીએ છીએ.

અમને તો કંઈ કરવા વિષે બુદ્ધિ થતી નથી અને લખવા વિષે બુદ્ધિ થતી નથી, કંઈક વાણીએ વર્ત્તીએ છીએ તેમાં પણ બુદ્ધિ થતી નથી; માત્ર આત્મરૂપ મૌનપણું અને તે સંબંધી પ્રસંગ, એને વિષે બુદ્ધિ રહે છે અને પ્રસંગ તો તેથી અન્ય પ્રકારના વર્ત્તે છે. એવી જ ઈશ્વરેચ્છા હશે, એમ જાણીને જેમ સ્થિતિ પ્રાપ્ત થાય છે, તેમ જ યોગ્ય જાણી રહીએ છીએ. બુદ્ધિ તો મોક્ષને વિષે પણ સ્પૃહાવાળી નથી, પણ પ્રસંગ આ વર્ત્તે છે. 'વનની મારી કોયલ' એવું એક ગુર્જરાદિ દેશનું કહેવત આ પ્રસંગને વિષે યોગ્ય છે. [૨૩૮.

○ ○ ○

ઇણ વિધ પરખી મન વિસરામી, જિનવર ગુણ જે ગાવે રે;
દીનબંધુની મહેર નજર થકી, આનંદઘન પદ પાવે હો.
મલ્લિજિન સેવક કેમ અવગણિએ હો.—
જિન થઈ જિનવર જે આરાધે, તે સહી જિનવર હોવે રે;
ભૃંગી ઇલીકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે.—શ્રી આનંદઘન. [૨૪૨.

○ ○ ○

અમે વિશેષ કંઈ હાલ લખી શકતા નથી, માટે ક્ષમા માગીએ છીએ એજ વિનંતી.

નાગર સુખ પામર નવી જાણે, વલ્લભ સુખ ન કુમારી રે;
અનુભવ વિણ તેમ ધ્યાનતણું સુખ, કોણ જાણે નરનારી રે.

○ ○ ○

મન મહિલાનું વહાલા ઉપરે, બીજાં કામ કરંત રે; [૨૪૩.

○ ○ ○

વિચારસાગરના થોડા પણ તરંગો વાંચવાનો પ્રસંગ મળે તો લાભરૂપ છે. [૨૪૫.

○ ○ ○

તમે હાલ જે નિષ્ઠા, વચનના શ્રવણ પછી અંગીકૃત કરી છે, તે નિષ્ઠા શ્રેય જોગ છે. દૃઢ મુમુક્ષુને સત્સંગે તે નિષ્ઠાદિ અનુક્રમે વર્ધમાનપણાને પ્રાપ્ત થઈ, આત્મસ્થિતિરૂપ થાય છે. [૨૫૧.

○ ○ ○

"લોકની શબ્દાદિ કામના દેખતાં છતાં ઉદાસીન રહી જે માત્ર સ્પષ્ટપણે પોતાને દેખે છે એવા જ્ઞાનીને નમસ્કાર" કરીએ છીએ અને જ્ઞાને સ્ફુરિત એવા ભાવને અત્યારે આટલું લખી તટસ્થ કરીએ છીએ. [૨૫૫.

શ્રી ૦ ૦ ૦ જિજ્ઞાસુ પ્રત્યે શ્રી મોહમયી અમોહસ્વરૂપ એવા શ્રી ૦ ૦ ૦ ના આત્મસમાનભાવની સ્મૃતિએ યથાયોગ્ય વાંચશો.

હાલ અત્રે બાહ્ય પ્રવૃતિનો જોગ વિશેષપણે રહે છે.

૦ ૦ ૦

હાલ જે પ્રવૃતિ જોગમાં રહીએ છીએ તે તો ઘણા પ્રકારના પરેચ્છાના કારણથી રહીએ છીએ. આત્મ દૃષ્ટિનું અખંડપણુ એ પ્રવૃતિ જોગથી બાધ નથી પામતું, માટે ઉદય આવેલ એવો તે જોગ આરાધીએ છીએ. અમારો પ્રવૃતિજોગ જિજ્ઞાસુ પ્રત્યે કલ્યાણ પ્રાપ્ત થવા વિષે વિયોગપણે કોઈ પ્રકારે વર્ત્તે છે.

૦ ૦ ૦

નિવૃત્તિના સમાગમને ઘણા પ્રકારે ઇચ્છીએ છીએ કારણ કે એ પ્રકારનો જે અમારો રાગ તે અમે કેવળ નિવૃત્ત કર્યો નથી.

૦ ૦ ૦

જગત્ ઈશ્વરાદિ સંબંધી પ્રશ્ન તે અમારા ઘણા વિશેષ સમાગમે સમજવા યોગ્ય છે. એવા પ્રકારનો વિચાર કોઈ કોઈ સમયે કરવામાં હાનિ નથી; તેનો યથાર્થ ઉત્તર કદાપિ અમુક કાળસુધી પ્રાપ્ત ન થાય તો તેથી "ધીરજનો ત્યાગ કરવાને વિષે જતી એવી જે મતિ તે રોકવા યોગ્ય છે."

૦ ૦ ૦

અવિષમપણે જ્યાં આત્મધ્યાન વર્ત્તે એવા જે 'શ્રીરાયચંદ' તે પ્રત્યે ફરી ફરી નમસ્કાર કરી આ પત્ર અત્યારે પુરૂ કરીએ છીએ. [૨૫૬.

૦ ૦ ૦

યથાપ્રારબ્ધે સ્થિતિ છે, એટલે બળવાન ઉપાધિયોગે વિષમતા આવતી નથી; કંટાળો અત્યંત આવી જતાં છતાં ઉપશમનું-સમાધિનું-યથારૂપ રહેવું થાય છે; તથાપિ નિરંતર ચિત્તમાં સત્સંગની ભાવના વર્ત્યા કરે છે. સત્સંગનું અત્યંત માહાત્મ્ય પૂર્વે વેદન કર્યું છે; તે ફરીફરી સ્મૃતિરૂપ થાય છે અને નિરંતર અભંગપણે તે [illegible] સ્ફુરિત રહ્યા કરે છે.

જ્યાંસુધી આ ઉપાધિયોગનો ઉદય છે ત્યાંસુધી [illegible] તે [illegible] પ્રારબ્ધ છે; તથાપિ જે કાળ જાય છે, તે તેના [illegible]

૦ ૦ ૦

'અધ્યાત્મસાર'નું વાંચન-શ્રવણ ચાલે છે તે સારૂં છે. [illegible] ચિંતા નહીં પણ કોઈ પણ પ્રકારે તેનું અનુપ્રેક્ષણ [illegible] સુધી રહે [illegible] યોગ્ય છે.

૦ ૦ ૦

'શાંતસુધારસ'માં કહેલી ભાવના, '[illegible]'માં [illegible] [illegible]ધિકાર' એ ફરીફરી મનન કરવાયોગ્ય છે.

જે પ્રકારે પ્રારબ્ધનો ક્રમ ઉદય હોય તે પ્રકારે હાલ તો વર્તીએ છીએ અને એમ વર્તવું કોઈ પ્રકારે તો સુગમ ભાસે છે.

તો કે અમારું ચિત્ત નેત્ર જેવું છે; નેત્રને વિષે બીજા અવયવની પેઠે એક રજ-કણ પણ સહન થઈ શકે નહીં. બીજા અવયવોરૂપ અન્ય ચિત્ત છે. તેને વિષે વાણીનું ઉઠવું, સમજાવવું આ કરવું, અથવા આ ન કરવું, એવી વિચારણા કરવી, તે માંડ માંડ બને છે. ઘણી ક્રિયા તો શૂન્યપણાની પેઠે વર્તે છે; આવી સ્થિતિ છતાં ઉપાધિજોગ તો બળવાનપણે આરાધીએ છીએ; એ વેદવું ઓછું વિકટ લાગતું નથી, કારણ કે આંખની પાસે જમીનની રેતી ઉપડાવવાનું કાર્ય થવારૂપ થાય છે તે જેમ દુઃખે-અત્યંત દુઃખે-થવું વિકટ છે, તેમ ચિત્તને ઉપાધિ તે પરિણામરૂપ થવા બરાબર છે. સુગમપણાએ સ્થિત ચિત્ત હોવાથી વેદનાને સમ્યક્પ્રકારે વેદે છે અખંડ સમાધિપણે વેદે છે. આ વાત લખવાનો આશય તો એમ છે જે આવા ઉત્કૃષ્ટ વૈરાગ્યને વિષે આવો ઉપાધિજોગ વેદવાનો જે પ્રસંગ છે તે કેવો ગણવો? અને આ બધુ શા અર્થ કરવામાં આવે છે? જાણતાં છતાં તે મૂકી કેમ દેવામા આવતો નથી? એ બધુ વિચારવાયોગ્ય છે.

"ઈશ્વરેચ્છા જેમ હશે તેમ થશે વિકલ્પ કરવાથી ખેદ થાય અને તે તો જ્યાં-સુધી તેની ઇચ્છા હોય ત્યાંસુધી તે પ્રકારે જ પ્રવર્ત્તે સમ રહેવું યોગ્ય છે."

બીજી તો કંઈ સ્પૃહા નથી, કોઈ પ્રારબ્ધસ્પૃહા પણ નથી સત્તારૂપ કોઈ પૂર્વે ઉપાર્જન કરેલી ઉપાધિરૂપ સ્પૃહા તે તો અનુક્રમે સવેદન કરવી છે. એક સત્સંગ-તમરૂપ સત્સંગ-ની સ્પૃહા વર્તે છે રુચિમાત્ર સમાધાન પામી છે. એ આશ્ચર્યરૂપ વાત ક્યાં કહેવી? આશ્ચર્ય થાય છે. આ જે દેહ મળ્યો તે પૂર્વે કોઈવાર મળ્યો ન હોય તો ભવિષ્યકાળે પ્રાપ્ત થવો નથી ધન્યરૂપ-કૃતાર્થરૂપ એવા જે ૦ ૦ ૦ તેને વિષે આ ઉપાધિજોગ જોઈ લોક માત્ર ભૂલે એમાં આશ્ચર્ય નથી અને પૂર્વે જે સત્પુરુષનું ઓળખાણ પડ્યું નથી, તો તે આવા યોગના કારણથી છે વધારે લખવું સૂઝતું નથી. નમસ્કાર પહોંચે. [૨૬૭

૦ ૦ ૦

આત્મસંયમને સંભારીએ છીએ યથારૂપ વીતરાગની પૂર્ણતા ઇચ્છીએ છીએ

અમે અને તમે હાલ પ્રત્યક્ષપણે વિયોગમાં રહ્યા કરીએ છીએ એ પણ પૂર્વ નિબંધનનો કોઈમોટો પ્રબંધ ઉદયમાં હોવાનું સંભાવ્ય કારણ છે. [૧૯૮-૨૭૦-૪/૨૬૪

૦ ૦ ૦

જળમાં સ્વાભાવિક શીતળપણું છે, પણ સૂર્યાદિના તાપને યોગે ઉષ્ણપણાને તે ભજતુ દેખાય છે; તે તાપનો યોગ મટ્યેથી તે જ જળ શીતળ જણાય છે; વચ્ચે શીતળપણાથી રહિત તે જળ જણાય છે તે તાપના યોગથી છે; એમ આ પ્રવૃત્તિજોગ અમને છે. પણ અમારે તે પ્રવૃત્તિ વિષે હાલ તો વેદ્યા શિવાય અન્ય ઉપાય નથી. [૨૮૨

૦ ૦ ૦

જીવ તું શીદ શોચના ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે.
જીવ તું શીદ શોચના ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે. [૨૮૯.

સર્વ પ્રકારના કર્ત્તવ્યને વિષે ઉદાસીન એવા અમારાથી કંઈ થઈ શકતું હોય, તે તે એક જ થઈ શકે છે કે પૂર્વોપાર્જિતનું સમતાપણે વેદન કરવું અને જે કંઈ કરાય છે તે તેના આધારે કરાય છે, એમ વર્ત્તે છે.

અમને એમ આવી જાય છે કે અમે જે અપ્રતિબંધે રહી શકીયે એમ છીએ છતાં સંસારના બાહ્ય પ્રસંગને, કુટુંબાદિ સ્નેહને ભજવા ઇચ્છતા નથી, તો તમ જેવા માર્ગેચ્છાવાનને તે ભજવાને અત્યંત ત્રાસ અહોરાત્ર કેમ નથી છૂટતો? કે જેને પ્રતિબંધપણારૂપ ભયંકર યમતુ સહચારીપણું વર્ત્તે છે. [૩૦૦.

° °

સર્વ પ્રકારની ઉપાધિ, આધિ, વ્યાધિથી મુક્તપણે વર્તતા હોઇએ, તો પણ સત્સંગને વિષે રહેલી ભક્તિ, તે અમને મટવી દુર્લભ જણાય છે. સત્સંગનું સર્વોત્તમ અપૂર્વપણું અહોરાત્ર એમ અમને વસ્યા કરે છે, તથાપિ ઉદયજોગ પ્રારબ્ધથી તેવો અંતરાય વર્ત્તે છે. ઘણુંકરી કોઈ વાતનો ખેદ અમારા આત્માને વિષે ઉત્પન્ન થતો નથી, તથાપિ સત્સંગના અંતરાયનો ખેદ અહોરાત્રમાં ઘણુંકરી વર્ત્યા કરે છે. સર્વ માણસો, સર્વ કામો, સર્વ વાતચિતાદિ પ્રસંગો અજાણ્યા જેવા સાવ પરના, ઉદાસીન જેવા, અરમણીય, અમોહકર અને રસરહિત સ્વાભાવિકપણે ભાસે છે. માત્ર જ્ઞાનીપુરુષો, મુમુક્ષુપુરુષો કે માર્ગાનુસારી પુરુષોનો સત્સંગ તે જાણીતો, પોતાનો, પ્રીતિકર, સુંદર, આકર્ષનાર અને રસસ્વરૂપ ભાસે છે; એમ હોવાથી અમારૂં મન ઘણુંકરી અપ્રતિબંધપણું ભજતું ભજતું તમ જેવા માર્ગેચ્છાવાન પુરુષોને વિષે પ્રતિબંધપણું પામે છે. [૩૦૪.

° °

વાણીનું સંયમન શ્રેયરૂપ છે, તથાપિ વ્યવહારનો સંબંધ એવા પ્રકારનો વર્ત્તે છે કે કેવળ તેવું સંયમન રાખીએ તો પ્રસંગમાં આવતા જીવોને ક્લેશનો હેતુ થાય; માટે બહુકરી સપ્રયોજન શિવાયમાં સંયમન રાખવું થાય, તો તેનું પરિણામ કોઈ પ્રકારે શ્રેયરૂપ થવું સંભવે છે [૩૧૨.

° °

'શ્રી શિક્ષાપત્ર' ગ્રંથ વાંચવા-વિચારવામાં હાલ કંઈ હરકત નથી, કોઈ અંદેશાનો હેતુ હોય ત્યાં વિચારવું અથવા સમાધાન પૂછવા યોગ્ય હોય તો પૂછવામાં પ્રતિબધ નથી. [૩૧૯.

° °

અત્રે ઉપાધિરૂપ વ્યવહાર વર્ત્તે છે. ઘણુંકરી આત્મસમાધિની સ્થિતિ રહે છે, તોપણ તે વ્યવહારના પ્રતિબંધથી છૂટવાનું વારંવાર સ્મૃતિમાં આવ્યા કરે છે, તે પ્રારબ્ધની નિવૃત્તિ થતાં સુધી તો વ્યવહારનો પ્રતિબંધ રહેવો ઘટે છે, માટે સમચિત્ત થઈ સ્થિતિ રહે છે.

° ° °

અમારી પાસે આવવામાં કોઈ કોઈ રીતે તમારી સાથેના પરિચયી મન અટકતું હતું અને તેમ અટકવું થવું સ્વાભાવિક છે; કારણ કે

પરમાર્થવાત લખવા સંબંધમાં મુંઝાઈ,લખતાં સાવ અટકવું થાય છે. તેમ જ જે કાર્ય-પ્રવૃત્તિ છે તે કાર્ય પ્રવૃત્તિમાં અને અપરમાર્થ પ્રસગમા ઉદાસીન બળ યથાયોગ્ય જાણે મારાથી થતું નથી, એમ લાગી આવી પોતાના દોષવિચારમા પડી જઈ, પત્ર લખવું અટકી જાય છે અને ઘણુકરી ઉપર જે વિચારનું સમાધાન થયું નથી એમ લખ્યું છે, તે તે જ કારણ છે.

એવું પ્રગટ જોઈ ચિત્તમાં ખેદ થાય છે અને મારાં ચિત્તની વ્યવસ્થા જોતાં મને પણ એમ થાય છે કે મને કોઈ પ્રકારે આ વ્યવસાય ઘટતો નથી,—અવશ્ય ઘટતો નથી. જરૂર અત્યંત જરૂર—આ જીવનો કોઈ પ્રમાદ છે; નહીં તો પ્રગટ જાણ્યુ છે એવું જે ઝેર તે પીવાને વિષે જીવની પ્રવૃત્તિ કેમ હોય ? અથવા એમ નહીં તો ઉદાસીન પ્રવૃત્તિ હોય, તોપણ તે પ્રવૃત્તિએ હવે જો કોઈ પ્રકારે પણ પરિસમાપ્તપણુ ભજે એમ થવા-યોગ્ય છે; નહીં તો જરૂર, જીવનો કોઈ પણ પ્રકારે દોષ છે.

વધારે લખવાનું થઈ શકતુ નથી, એટલે ચિત્તમાં ખેદ થાય છે; નહીં તો પ્રકટ-પણે કોઈ મુમુક્ષુને આ જીવના દોષ પણ જેટલા બને તેટલા પ્રકારે વિદિત કરી, જીવનો તેટલો તો ખેદ ટાળવો અને તે વિદિત-દોષની પરિસમાપ્તિ માટે તેનો સંગરૂપ ઉપકાર ઇચ્છવો વારંવાર મને મારા દોષ માટે એમ લાગે છે; કે જે દોષનું બળ પરમાર્થથી જોતાં મે કહ્યુ છે; પણ બીજા આધુનિક જીવોના દોષ આગળ મારા દોષનું અત્યંત અલ્પપણું લાગે છે; જો કે એમ માનવાની કંઈ બુદ્ધિ નથી, તથાપિ સ્વભાવે એમ કંઈ લાગે છે; છતા કોઈ વિશેષ અપરાધીની પેઠે જ્યાંસુધી અમે આ વ્યવહાર કરીએ છીએ ત્યાંસુધી, અમારા આત્મામાં લાગ્યા કરીશું તમને અને તમારા સંગમા વર્તતા કોઈ પણ મુમુક્ષુને કંઈ પણ વિચારવાજોગ, જરૂર, આ વાત લાગે છે. [૩૩૫.

મનનો, વચનનો તથા કાયાનો વ્યવસાય ધારીએ તે કરતાં હમણાં વિશેષ વર્ત્યા કરે છે અને એ જ કારણથી તમને પત્રાદિ લખવાનુ બની શકતુ નથી વ્યવસાયનું બહોળાપણું ઇચ્છામાં આવતું નથી; તથાપિ પ્રાપ્ત થયા કરે છે અને એમ જણાય છે કે કેટલાક પ્રકારે તે વ્યવસાય વેદવા યોગ્ય છે કે જેના વેદનથી, ફરી તેની ઉત્પત્તિ મટશે;—નિવૃત્ત થશે; કદાપિ બળવાનપણે તેનો નિરોધ કરવામાં આવે, તોપણ તે નિરોધરૂપ ક્લેશને લીધે, આત્મા આત્મપણે વિસ્રંસા પરિણામ જેવો પરિણમી શકે નહીં, એમ લાગે છે, માટે તે વ્યવસાયની જે પ્રકારે અનિચ્છાપણે પ્રાપ્તિ થાય તે વેદવી; એ કોઈ પ્રકારે વિશેષ સમ્યક્ લાગે છે.

કાળ એવો છે. ક્ષેત્ર ઘણુંકરી અનાર્યજેવું છે ત્યા સ્થિતિ છે. પ્રસંગ, દ્રવ્યકાળાદિ કારણથી સરળ છતાં, લોકસંજ્ઞાપણે ગણવા ઘટે છે. ભાવ, દ્રવ્ય, ક્ષેત્ર અને કાળના આલંબન વિના નિરાધારપણે જેમ આત્માપણું ભજાય તેમ ભજે છે. બીજો શો ઉપાય? [૩૩૬.

પ્રભુભક્તિમાં જેમ બને તેમ તત્પર રહેવું. મોક્ષનો એ ધુરંધર માર્ગ મને લાગ્યો છે. ગમે તો મનથી પણ સ્થિર થઈને બેસી પ્રભુભક્તિ અવશ્ય કરવી યોગ્ય છે. મનની સ્થિરતા થવાનો મુખ્ય ઉપાય હમણાં તો પ્રભુભક્તિ સમજો. આગળ પણ તે અને તેવું જ છે, તથાપિ સ્થૂળપણે એને લખી જણાવવી વધારે યોગ્ય લાગે છે.

'ઉત્તરાધ્યયન સૂત્ર' માં બીજાં ઇચ્છિત અધ્યયન વાંચશો. બત્રીસમાંની ચોવીસ ગાથા, મોઢા આગળની મનન કરશો. [૩૩૮.

° ° °

'સૂયગડાંગ સૂત્ર' નો જોગ હોય, તો તેનું બીજું અધ્યયન, તથા ઉદક પેઢાળવાળું અધ્યયન વાંચવાનો પરિચય રાખજો તેમ જ 'ઉત્તરાધ્યયન' માં કેટલાક વૈરાગ્યાદિક ચરિત્રવાળા અધ્યયન વાંચતા રહેજો. [૩૩૯

° ° °

શ્રી ૦ ૦ ૦ આમેસ્થિત સત્સંગયોગ્ય પ્રત્યે શ્રી મોહમયીપુરીથી ૦ ૦ ૦ ના આત્મસ્વરૂપ સ્મૃતિપૂર્વક યથાયોગ્ય પ્રાપ્ત થાય અત્રે સમાધિ છે. તમારો લખેલો પત્ર ૧ આજે મળ્યો છે. અમારા વિદ્યમાનપણામાં પ્રભાવના હેતુની તમને વિશેષ જિજ્ઞાસા છે અને તે હેતુ ઉત્પન્ન થાય, તો તમારે વિષે જે અસીમ હર્ષ ઉત્પન્ન થવાયોગ્ય છે, તે વિશેષ જિજ્ઞાસા અને અસીમ હર્ષ સંબધીની તમારી ચિત્તવૃત્તિ અમને સમજવામાં છે.

અનેક જીવોની અજ્ઞાનદશા જોઈ, વળી તે જીવો કલ્યાણ કરીએ છીએ, અથવા આપણું કલ્યાણ થશે, એવી ભાવનાએ, કે ઇચ્છાએ અજ્ઞાનમાર્ગ પામતા જોઈ, તે માટે અત્યંત કરુણા છૂટે છે અને કોઈ પણ પ્રકારે આ મટાડવા યોગ્ય છે એમ થઈ આવે છે; અથવા તેવો ભાવ ચિત્તમાં એમને એમ રહ્યા કરે છે; તથાપિ તે થવાયોગ્ય હશે તે પ્રકારે થશે અને જે સમયપર તે પ્રકાર હોવાયોગ્ય હશે તે સમયે થશે, એવો પણ પ્રકાર ચિત્તમાં રહે છે, કેમકે તે કરુણાભાવ ચિંતવતાં આત્મા બાહ્ય-મહાત્મ્યને ભજે એમ થવા દેવું યોગ્ય નથી અને હજુ કંઈક તેવો ભય રાખવો યોગ્ય લાગે છે. બેય પ્રકારને હાલ તો ઘણુંકરી નિત્ય વિચારવામાં આવે છે, તથાપિ બહુ સમિપમાં તેનું પરિણામ આવવાનો સમય જણાતો નહીં હોવાથી બનતાંસુધી તમને લખ્યું કે કહ્યું નથી. તમારી ઇચ્છા થવાથી વર્ત્તમાન જે સ્થિતિ છે તે એ સંબંધમાં સંક્ષેપે લખી છે અને તેથી તમને કોઈ પણ પ્રકારે ઉદાસ થવું ઘટતું નથી, કેમકે અમને વર્ત્તમાનમાં તેવો ઉદય નથી; પણ અમારાં આત્મપરિણામ તે ઉદયને અલ્પકાળમાં મટાડવા લાગી છે; એટલે તે ઉદયની કાળસ્થિતિ કોઈ પણ પ્રકારે વધારે બળવાનપણે વેદવાથી ઘટતી હોય તો તે ઘટાડવા વિષે વર્ત્તે છે. બાહ્ય-મહાત્મ્યની ઇચ્છા આત્માને ઘણા વખત થયાં નહીં જેવી જ થઈ ગઈ છે, એટલે બુદ્ધિ બાહ્ય-મહાત્મ્ય ઘણુંકરી ઇચ્છતી જણાતી નથી, એમ છે. તથાપિ બાહ્ય-મહાત્મ્યથી સહેજ પણ પરિણામભેદ ન જ પામે એવા સ્વાસ્થ્યમાં કંઈક ન્યૂનતા કહેવી

ઘટે છે અને તેથી જે કંઈ ભય રહે· છે તે રહે છે, જે ભયથી તરતમાં મુક્તપણું થશે એમ જણાય છે. [ ૩૪૩.

o o o

અત્રેથી પ્રસંગે પ્રસંગે લખેલા ચાર પ્રશ્નોના ઉત્તર લખ્યા તે વાંચ્યા છે. પ્રથમના બે પ્રશ્નના ઉત્તર સંક્ષેપમાં છે, તથાપિ યથાયોગ્ય છે. ત્રીજા પ્રશ્નનો ઉત્તર લખ્યો તે સામાન્યપણે યોગ્ય છે, તે ત્રીજો પ્રશ્ન આ પ્રમાણે છેઃ 'ગુણના સમુદાયથી જુદું એવું ગુણીનું સ્વરૂપ હોવા યોગ્ય છે કે કેમ ? અર્થાત્ બધા ગુણના સમુદાય તે જ ગુણ એટલે દ્રવ્ય કે તે ગુણના સમુદાયને આધારભૂત એવું પણ કંઈ દ્રવ્યનું બીજું હોવાપણું છે ?' તેના ઉત્તરમા એમ લખ્યું છે કે, આત્મા ગુણી છે; તેના ગુણ જ્ઞાન દર્શન વગેરે જુદા છે; એમ ગુણી અને ગુણની વિવિક્ષા કરી; તથાપિ ત્યાં વિશેષ કરવી ઘટે છે જ્ઞાનદર્શનાદિ ગુણથી જુદું એવું બાકીનું આત્માપણુ શુ ? તે પ્રશ્ન છે માટે યથાશક્તિ તે પ્રશ્નની પરિચર્યા કરવા યોગ્ય છે. ચોથો પ્રશ્ન 'કેવળજ્ઞાન આ કાળમાં હોવા યોગ્ય છે કે કેમ ?' તેનો ઉત્તર એમ લખ્યો કે પ્રમાણથી જોતાં તે હોવાયોગ્ય છે. એ ઉત્તર પણ સંક્ષેપથી છે; જે પ્રત્યે ઘણો વિચાર કરવા યોગ્ય છે. એ ચોથા પ્રશ્નનો વિશેષ વિચાર થવાને અર્થે તેમાં આટલું વિશેષ ગ્રહણ કરશો કે જે પ્રમાણે જૈનાગામમાં કેવળજ્ઞાન માન્યુ છે અથવા કહ્યુ છે, તે કેવળજ્ઞાનનું સ્વરૂપ યથાતથ્ય કહ્યુ છે, એમ ભાસ્યમાન થાય છે કે કેમ ? અને તેવું કેવળજ્ઞાનનું સ્વરૂપ હોય એમ ભાસ્યમાન થતું હોય તો તે સ્વરૂપ આ કાળમાં પણ પ્રગટવા યોગ્ય છે કે કેમ ? કિંવા જૈનાગમ કહે છે, તેનો હેતુ કહેવાનો જુદો કંઈ છે ? અને કેવળજ્ઞાનનું સ્વરૂપ બીજા કોઈ પ્રકારે હોવા યોગ્ય છે તથા સમજવા યોગ્ય છે ? આ વાર્ત્તાપર યથાશક્તિ અનુપ્રેક્ષા કરવા યોગ્ય છે, તેમ જ ત્રીજો પ્રશ્ન છે, તે પણ ઘણા પ્રકારે વિચારવા યોગ્ય છે. વિશેષ અનુપ્રેક્ષા કરી, એ બન્ને પ્રશ્નના ઉત્તર લખવાનું બને તો કરશો. પ્રથમના બે પ્રશ્ન છે, તેના ઉત્તર સંક્ષેપમાં છે, તે વિશેષતાથી લખવાનું બની શકે એમ હોય તો તે પણ લખશો. [ ૩૪૮.

o o o

'યોગવાસિષ્ઠ'ની વાંચના પૂરી થઈ હોય, તો થોડો વખત તેનો અવકાશ રાખી એટલે હમણાં ફરી વાંચવાનું બંધ રાખી, 'ઉત્તરાધ્યયન સૂત્ર' વિચારશો, પણ તે કુળ-સંપ્રદાયના આગ્રહાર્થ નિવૃત્ત કરવાને વિચારશો, કેમકે જીવને કુળયોગે સંપ્રદાય પ્રાપ્ત થયો હોય છે તે પરમાર્થરૂપ છે કે કેમ ? એમ વિચારતાં દ્રષ્ટિ ચાલતી નથી; અને સહેજે તે જ પરમાર્થ માની રાખી, જીવ પરમાર્થથી ચૂકે છે માટે મુમુક્ષુ જીવને તો એમ જ કર્ત્તવ્ય છે કે, જીવને સદ્ગુરુયોગે કલ્યાણની પ્રાપ્તિ અલ્પકાળમાં થાય તેનાં સાધન, વૈરાગ્ય અને ઉપશમ અર્થે 'યોગવાસિષ્ઠ' 'ઉત્તરાધ્યયનાદિ' વિચારવાયોગ્ય છે; તેમ જ પ્રત્યક્ષ-પુરુષના વચનોનું પૂર્વાપર અવિરોધપણું જાણવાને અર્થે વિચારવાયોગ્ય છે. [ ૩૫૦.

હવે આ ઉપાધિકાર્યથી છૂટવાની વિશેષ વિશેષ આર્ત્તિ થયા કરે છે અને છૂટયા વિના જે કંઈપણ કાળ જાય છે તે આ જીવનું શિથિલપણું જ છે, એમ લાગે છે; અથવા એવો નિશ્ચય રહે છે. જનકાદિ ઉપાધિમાં રહ્યાં છતાં આત્મસ્વભાવમાં વસતા હતા એવા આલંબનપ્રત્યે કયારેય બુદ્ધિ થતી નથી. " શ્રી જિન જેવા જન્મત્યાગી પણ છોડીને ચાલી નીકળ્યા એવા ભયના હેતુરૂપ ઉપાધિયોગની નિવૃત્તિ આ પામર જીવ કરતાં કરતાં કાળ વ્યતીત કરશે તો અશ્રેય થશે," એવો ભય જીવના ઉપયોગ પ્રત્યે પ્રવર્ત્તે છે, કેમકે એમ જ કર્તવ્ય છે

"જે રાગ દ્વેષાદિ પરિણામ અજ્ઞાન વિના સંભવતા નથી, તે રાગદ્વેષાદિ પરિણામ છતાં જીવનમુક્તપણું સર્વથા માનીને જીવનમુક્તદશાની જીવ અશાતના કરે છે," એમ વર્ત્તે છે. "સર્વથા રાગદ્વેષ પરિણામનુ પરિક્ષીણપણુ જ કર્ત્તવ્ય છે."

નિત્ય છૂટવાનો વિચાર કરીએ છીએ અને જેમ તે કાર્ય તરત અને તેમ જાપ જપીએ છીએ; જો કે એમ લાગે છે કે તે વિચાર અને જાપ હજી તથારૂપ નથી, શિથિલ છે; માટે અત્યંત વિચાર અને તે જાપને ઉગ્રપણે આરાધવાનો અલ્પકાળમાં યોગ કરવો ઘટે છે, એમ વર્ત્યા કરે છે પ્રસંગથી કેટલાક અરસપરસ-સંબંધ જેવાં વચનો આ પત્રમાં લખ્યા છે, તે વિચારમા સ્ફુરી આવતાં સ્વવિચારબળ વધવાને અર્થે અને તમને વાંચવા વિચારવાને અર્થે લખ્યા છે. જીવ, પ્રદેશ, પર્યાય તથા સંખ્યાત, અસંખ્યાત, અનંતઆદિ વિષે તથા રસના વ્યાપકપણા વિષે ક્રમે કરી સમજવું યોગ્ય થશે [૩૬૧.

° ° °

આ દેહનું આયુષ્ય પ્રત્યક્ષ ઉપાધિયોગે વ્યતીત થયું જાય છે, એ માટે અત્યંત ખેદ થાય છે અને તેનો અલ્પકાળમાં જો ઉપાય ન કર્યો તો અમ જેવા અવિચારી પણ થોડા સમજવા. [૩૭૦.

° ° °

સર્વને વિષે સમભાવની ઇચ્છા રહે છે.

એ શ્રી શ્રીપાલનો રાસ કરતાં, જ્ઞાન અમૃત રસ વુઠયો રે, મુજ૦
શ્રી યશોવિજયજી.

તીવ્ર વૈરાગ્યવાનને જે ઉદયના પ્રસંગ શિથિલ કરવામાં ઘણીવાર ફળી ભૂત થાય છે, તેવા ઉદયના પ્રસંગ જોઈ ચિત્તમાં અત્યંત ઉદાસપણુ આવે છે.

આ સંસાર કયા કારણે પરિચય કરવા યોગ્ય છે? તથા તેની નિવૃત્તિ કરવા ઇચ્છનાર એવા વિચારવાનને પ્રારબ્ધવશાત્ તેનો પ્રસંગ રહ્યા કરતો હોય, તો તે પ્રારબ્ધ બીજા કોઈ પ્રકારે ત્વરાએ વેદી શકાય કે કેમ? એ તમે તથા શ્રી ° ° ° વિચાર કરીને લખશો. [૩૭૧.

° ° °

કેટલાક વખત થયાં 'સહજ-પ્રવૃત્તિ' અને 'ઉદીરણ-પ્રવૃત્તિ' એમ વિભાગે પ્રવૃત્તિ વર્ત્તે છે. સહજ-પ્રવૃત્તિ એટલે પ્રારબ્ધોદયે ઉદ્ભવ થાય તે, પણ જેમાં કર્તવ્ય-

પરિણામ નહીં બીજી ઉદીરણ-પ્રવૃત્તિ જે પરમાર્થાદિ એને કરવી પડે તે. હાલ બીજી પ્રવૃત્તિ થવામાં આત્મ સંક્ષેપ થાય છે, કેમકે અપૂર્વ એવા સમાધિયોગને તે કારણથી પણ પ્રતિબંધ થાય છે, એમ સાંભળ્યું હતું, તથા જાણ્યું હતું અને હાલ તેવું સ્પષ્ટાર્થે વેદ્યું છે. તે તે કારણોથી વધારે સમાગમમાં આવવાનું, પત્રાદિથી કંઈ પણ પ્રશ્નોત્તરાદિ જણાવવાનું તથા પરમાર્થાદિ લખવા કરવાનું પણ સંક્ષેપ થવાના પર્યાયને આત્મા ભજે છે; એવા પર્યાયને ભજ્યા વિના અપૂર્વ સમાધિને હાનિ સંભવતી હતી. એમ છતાં પણ થવાયોગ્ય એવી સંક્ષેપ-પ્રવૃત્તિ થઈ નથી [ ૩૮૯

° ° °

આ દેહ ધારણકરીને જો કે કોઈ મહાન શ્રીમતપણું ભોગવ્યું નથી, શબ્દાદિ વિષયોનો પૂરો વૈભવ પ્રાપ્ત થયો નથી; કોઈ વિશેષ એવા રાજ્યાધિકારેસહિત દિવસ ગાળ્યા નથી; પોતાનાં ગણાય છે એવાં કોઈ ધામ, આરામ સેવ્યાં નથી અને હજુ યુવાવસ્થાનો પહેલો ભાગ વર્તે છે; તથાપિ એ કોઈની આત્મભાવે અમને કંઈ ઇચ્છા ઉત્પન્ન થતી નથી એ એક મોટું આશ્ચર્ય જાણી વર્તીએ છીએ અને એ પદાર્થોની પ્રાપ્તિ અપ્રાપ્તિ બન્ને સમાન થયા જાણી ઘણા પ્રકારે 'અવિકલ્પ સમાધિ'ને જ અનુભવિએ છીએ. એમ છતાં વારંવાર વનવાસ સાંભરે છે. કોઈ પ્રકારનો લોકપરિચય રુચિકર થતો નથી; સત્સંગમાં સુરતિ પ્રવાહ્યાં કરે છે અને અવ્યવસ્થિત દશાએ ઉપાધિ જોગમાં રહીએ છીએ.

એક અવિકલ્પસમાધિ સિવાય બીજાનું ખરી રીતે સ્મરણ રહેતુ નથી, ચિંતવન રહેતું નથી, રુચિ રહેતી નથી, અથવા કંઈ કામ કરાતુ નથી 'જ્યોતિષાદિ વિદ્યા' કે 'અણિમાદિ સિદ્ધિ' એ માયિક પદાર્થો જાણી આત્માને તેનું સ્મરણ પણ ક્વચિત્ જ થાય છે. તે વાટે કોઈ વાત જાણવાનું, અથવા સિદ્ધ કરવાનું, કયારેય યોગ્ય લાગતું નથી અને એ વાતમાં કોઈ પ્રકારે હાલ તો ચિત્તપ્રવેશ પણ રહ્યો નથી.

° ° °

કોઈ પણ પ્રકારનો ઉપાધિપ્રસગ લખો છો, તે જો કે વાંચ્યામાં આવે છે, તથાપિ તે વિષે ચિત્તમાં કંઈ આભાસ પડતો નહીં હોવાથી ઘણુકરીને ઉત્તર લખવાનું પણ બનતું નથી; એ ક્ષમા કરવાયોગ્ય છે સાંસારિક ઉપાધિ અમને પણ ઓછી નથી, તથાપિ તેમાં સ્વપણું રહ્યું નહીં હોવાથી તેથી ગભરાટ ઉત્પન્ન થતો નથી તે ઉપાધિના ઉદયકાળને લીધે હાલ તો સમાધિ ગૌણભાવે વર્તે છે અને તે માટેનો શોચ રહ્યા કરે છે. [ ૪૦૦.

° ° °

વિસ્તારપૂર્વક કાગળ લખવાનું હાલમાં થતુ નથી તેથી ચિત્તમાં વૈરાગ્ય ઉપશમાદિ વિશેષ પ્રદિપ્ત રહેવામાં સત્શાસ્ત્ર એક વિશેષ આધારભૂત નિમિત્ત જાણી, શ્રી સુંદરદાસાદિના ગ્રંથનું બને તો બેથી ચાર ઘડી નિયમિત વાંચવું-પૂછવું થાય તેમ કરવાને લખ્યું હતુ શ્રી સુંદરદાસના ગ્રંથો પ્રથમથી કરીને પ્રાંતસુધી વિશેષ અનુપ્રેક્ષાથી હાલ વિચારવા માટે તમને તથા શ્રી ૦ ૦ ૦ ને વિનતિ છે.

શ્રી સુંદરદાસે આત્મજાગ્રતદશામાં 'શૂરાતનઅંગ' કહ્યું છે તેમાં વિશેષ ઉલ્લાસ-પરિણતિથી 'શૂરવીરતાનું' નિરૂપણ કર્યું છેઃ—

મારે કામ ક્રોધ સબ લોભ મોહ પીસિ ડારે, ઇંદ્રિ હુ કતલ કરી કિયો રજપૂતો હૈ;
માર્યો મહા મત્ત મન મારે અહંકાર મીર, મારે મદ મછર હૂ ઐસો રન રૂતો હૈ
મારી આશા તૃષ્ણા પુનિ પાપિની સાપિની દોઉ, સબકો પ્રહાર કરિ નિજપદ પ્હૂતો હૈ;
સુંદર કહત ઐસો કોઉ શૂરવીર નાહિ, વૈરિ સબ મારિકે નિચિંત હોઈ સૂતો હૈ
શ્રી સુંદરદાસ શૂરાતન અંગ ૧૧ મું. [૪૦૨.

° ° °

ભાઈ ૦ ૦ નો તથા તમારો લખેલો એમ બે કાગળ મળ્યા છે. વિસ્તારપૂર્વક હાલ કાગળ લખવાનું ઘણુંકરીને ક્યારેક બને છે અને વખતે તો પત્રની પહોંચ પણ કેટલાક દિવસ વ્યતીત થયે લખાય છે [૪૨૭.

° ° °

એક ધારાએ વેદવાયોગ્ય પ્રારબ્ધ વેદતાં કંઈ એક 'પરમાર્થવ્યવહારરૂપ' પ્રવૃત્તિ કૃત્રિમ જેવી લાગે છે અને તે આદિ કારણથી માત્ર પહોંચ લખવાનું પણ કર્યું નથી. ચિત્તને સહજ પણ અવલંબન છે તે ખેંચી લેવાથી આર્ત્તતા પામશે, એમ જાણી તે દયાના પ્રતિબંધે આ પત્ર લખ્યુ છે. [૪૩૬.

° ° °

પ્રારબ્ધરૂપ દુસ્તર પ્રતિબંધ વર્તે છે, ત્યાં કંઈ લખવું કે જણાવવું તે કૃત્રિમ જેવું લાગે છે અને તેથી હમણા પત્રાદિની પહોંચ માત્ર પણ લખવાનું કર્યું નથી. ઘણા પત્રોને માટે તેમ થયુ છે તેથી ચિત્તને વિશેષ મુંઝાવારૂપ થશે તે વિચારરૂપ દયાનાપ્રતિબંધે આ પત્ર લખ્યું છે આત્માને મૂળજ્ઞાનથી ચલાયમાન કરી નાંખે એવા પ્રારબ્ધને વેદતાં આવો પ્રતિબંધ તે પ્રારબ્ધને ઉપકારનો હેતુ થાય છે અને કોઈક વિકટ અવસરને વિષે એકવાર આત્મને મૂળજ્ઞાનથી વમાવી દેવાસુધીની સ્થિતિ પમાડે છે, એમ જાણી તેથી ડરીને વર્તવું યોગ્ય છે એમ વિચારી પત્રાદિની પહોંચ લખી નથી. તે ક્ષમા કરવાની નમ્રતા સહિત પ્રાર્થના છે. [૪૩૭

° ° °

પ્રત્યક્ષ સત્સમાગમમાં ભક્તિ વૈરાગ્યાદિ દઢ સાધન સહિત મુમુક્ષુએ સદ્ગુરુ આજ્ઞાએ 'દ્રવ્યાનુયોગ' વિચારવા યોગ્ય છે.

અભિનંદન જિનની શ્રી દેવચંદ્રજીકૃત સ્તુતિનું પદ લખી અર્થ પૂછાવ્યો તેમાં, 'પુદ્ગલઅનુભવત્યાગથી' 'કરવી જ શું' 'પરતીત' એમ લખાયું છે, તેમ મૂળમાં નથી. 'પુદ્ગલઅનુભવત્યાગથી કરવી જશું પરતીત' એમ મૂળપદ છે; એટલે વર્ણગંધાદિ પુદ્ગળગુણના અનુભવનો અર્થાત્ રસનો ત્યાગ કરવાથી, તે પ્રત્યે ઉદાસીન થવાથી 'જશુ' એટલે 'જેની' (આત્માની) પ્રતીતિ થાય છે; એમ અર્થ છે. [૪૩૮.

"હું દેહાદિ સ્વરૂપ નથી અને દેહ સ્ત્રી પુત્રાદિ કોઈ પણ મારાં નથી; શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ અવિનાશી એવો હું આત્મા છુ" એમ આત્મભાવના કરતાં રાગ, દ્વેષનો ક્ષય થાય. [૪૬૬.

o o o

જેમ નિર્મળતા રે રત્ન સ્ફટિકતણી, તેમ જ જીવસ્વભાવ રે;
તે જિનવીરે રે ધર્મ પ્રકાશિયો, પ્રબળ કષાય અભાવ રે. [૪૭૦.

o o o

આર્ય શ્રી સોભાગના જેઠ વદ ૧૦, ગુરુવારે સવારે કલાક ૧૦ ને ૫૦ મિનિટે દેહ મૂકયાના સમાચાર વાંચી ઘણો ખેદ થયો છે. જેમ જેમ તેમના અદ્ભુત ગુણો પ્રત્યે દૃષ્ટિ જાય છે; તેમ તેમ અધિક અધિક ખેદ થાય છે.

જીવને દેહનો સબંધ એ જ રીતે છે, તેમ છતાં પણ અનાદિથી તે દેહને ત્યાગતાં જીવ ખેદ પામ્યા કરે છે અને તેમાં દૃઢ મોહથી એકપણાની પેઠે વર્તે છે જન્મ મરણાદિ સંસારનું મુખ્ય બીજ એ જ છે. શ્રી સોભાગે તેવા દેહને ત્યાગતાં મોટા મુનિઓને દુર્લભ એવી નિશ્ચય અસંગતાથી નિજઉપયોગમય દશા રાખીને અપૂર્વ હિત કર્યું છે, એમાં સંશય નથી.

વડીલપણાથી તથા તેમના તમારા પ્રત્યે ઘણા ઉપકાર હોવાથી, તેમ જ તેમના ગુણોના અદ્ભુતપણાથી તેમનો વિયોગ તમને વધારે ખેદકારક થયો છે અને થવાયોગ્ય છે તેમના તમારા પ્રત્યેના સંસારી વડીલપણાનો ખેદ વિસ્મરણ કરી, તેમણે તમારા સર્વે પ્રત્યે જે પરમ ઉપકાર કર્યો હોય તથા તેમના ગુણોનું જે જે અદ્ભુતપણુ તમને ભાસ્યું હોય, તેને વારંવાર સંભારી, તેવા પુરુષનો વિયોગ થયો તેનો અંતરમા ખેદ રાખી તેમણે આરાધવાયોગ્ય જે જે વચનો કહ્યા હોય તેનું સ્મરણ આણી, તેમાં આત્માને પ્રેરવો, એમ તમો સર્વ પ્રત્યે વિનતિ છે. સમાગમમા આવેલા મુમુક્ષુઓને શ્રી સોભાગનુ સ્મરણ સહેજે ઘણા વખતસુધી રહેવાયોગ્ય છે

મોહે કરી જે સમયે ખેદ થાય, તે સમયે પણ તેમના ગુણોનું અદ્ભુતપણું સ્મરણમાં આણી, મોહથી થતો ખેદ સમાવીને ગુણોના અદ્ભુતપણાનો વિરહ થયો તે પ્રકારમાં તે પ્રવર્તાવવો યોગ્ય છે. આ ક્ષેત્રે આ કાળમાં શ્રી સોભાગ જેવા વિરલા પુરુષ મળે એમ અમને વારંવાર ભાસે છે.

ધીરજથી સર્વેએ ખેદ સમાવવો અને તેમના અદ્ભુત ગુણોનો અને ઉપકારી વચનોનો આશ્રય કરવો યોગ્ય છે. 'શ્રી સોભાગ' મુમુક્ષુએ વિસ્મરણ કરવાયોગ્ય નથી.

o o o

આત્મસિદ્ધિ ગ્રંથ વિચારવાની ઇચ્છા હોય તો વિચારશો; પણ તે પહેલા કેટલાક વચનો અને સદ્ગ્રંથો વિચારવાનું બનશે તો આત્મસિદ્ધિ બળવાન ઉપકારનો હેતુ થશે એમ લાગે છે.

શ્રી સોભાગની સરળતા, પરમાર્થ સંબંધી નિશ્ચય, મુમુક્ષુ પ્રત્યે પરમ ઉપકારતા આદિ ગુણો વારંવાર વિચારવાયોગ્ય છે. [૫૨૦.

સકળ સંસારી ઇંદ્રિય રામી, મુનિગુણ આતમરામીરે;
મૂખ્યપણે જે આતમરામી, તે કહિયે નિઃકામીરે.

આર્ય સોભાગ્યની અંતરંગ દશા અને દેહમુક્ત સમયની દશા હે મુનિયો! તમારે વારંવાર અનુપ્રેક્ષા કરવાયોગ્ય છે. [૫૧૩-૪/૭૨૦.

° ° °

અપ્રમત્ત સ્વભાવનું વારંવાર સ્મરણ કરીએ છીએ. [૫૫૩.

° ° °

આજ દિવસ પર્યંત તમારા પ્રત્યે, તથા તમારા સમીપ વસતા બાઈઓ, બાઈઓ પ્રત્યે યોગના પ્રમત્તસ્વભાવવડે કિંચિત્ જે અન્યથા થયું હોય તે અર્થે નમ્રભાવથી ક્ષમાની યાચના છે. [૫૫૭.

° ° °

'મોક્ષમાળા' વિષે જેમ તમને સુખ થાય તેમ પ્રવર્ત્તો.

° °

શરીરપ્રકૃતિ ક્વચિત્ ઠીક જોવામાં આવે છે, ક્વચિત્ તેથી વિપરિત પણ જોવામાં આવે છે. કાંઈક અશાતાપણું હમણાં જોવામા આવે છે. [૫૭૦.

° ° °

પરમકૃપાળુ મુનિવરોને ફરી નમસ્કાર કરીએ છીએ. [૫૭૧.

° ° °

આજે 'યોગશાસ્ત્ર' ગ્રંથ ટપાલમાં મોકલવાનું થયું છે.

મુમુક્ષુઓના અધ્યયન અને શ્રવણ-મનનને અર્થે શ્રાવણ વદ ૧૩ થી ભાદ્રપદ પૂર્ણિમાપર્યંત સુવ્રત, નિયમ અને નિવૃત્તિ પરાયણતાના હેતુએ 'યોગશાસ્ત્ર' ગ્રંથનો ઉપયોગ કર્ત્તવ્ય છે. [૫૭૫.

° °

પરમ વીતરાગોએ આત્મસ્થ કરેલું યથાખ્યાત ચારિત્રથી પ્રગટેલું એવું પરમ અસંગપણું નિરંતર વ્યક્તાવ્યક્તપણે સંભારું છું.

° ° °

એવે ક્ષેત્રે વિચરવું યોગ્ય છે કે જે ક્ષેત્રે આત્મસાધન સુલભપણે થાય. [૫૭૭.

° °

પરમધર્મરૂપ ચંદ્રપ્રત્યે રાહુ જેવો પરિગ્રહ તેથી હવે હું વિરામ પામવાને જ ઇચ્છું છું અમારે પરિગ્રહને શું કરવો છે? કશું પ્રયોજન નથી. [૫૮૦.

° ° °

'છોટમકૃત પદસંગ્રહ' વગેરે પુસ્તકો વાંચવાનો હાલ તો પરિચય રાખજો વગેરે શબ્દથી સત્સંગ, ભક્તિ અને વીતરાગનું મહાત્મ્ય વર્ણવ્યું હોય તેવા પુસ્તકો સમજશો.

સત્સંગાદિકની જેમાં મહાત્મ્યતા વર્ણવી છે તેવા પુસ્તકો અથવા પદો-કાવ્યો હોય તે વારંવાર મનન કરવાં અને સ્મૃતિમાં રાખવાયોગ્ય સમજશો.

જૈનસૂત્રો હાલ વાચવાની ઇચ્છા થાય તો તે નિવૃત્ત કરવાયોગ્ય છે, કારણ કે તે વાચવા સમજવામા વધારે યોગ્યપણુ હોવુ જોઈએ, તે વિના યથાર્થ ફળની પ્રાપ્તિ હોતી નથી, તથાપિ બીજા પુસ્તકોની ગેરહાજરી હોય, તો 'ઉત્તરાધ્યયન' અથવા 'સુયગડાગનું બીજુ અધ્યયન વાચશો-વિચારશો [અપ્ર૦ લ૦ ૮

o o o

આજ પર્યંત તમારો કંઈ પણ અપરાધ કે અવિનય મારાથી થયો હોય તે ખમાવુ છુ [અપ્ર૦ ૧૦ ૨૧.

o o o

'પુરુષાર્થસિદ્ધ્યુપાય' નુ ભાષાતર ગુર્જર ભાષામા કરતા આજ્ઞાનો અતિક્રમ નથી આત્મસિદ્ધિશાસ્ત્ર સ્મરણાર્થે યથાવસર આજ્ઞા પ્રાપ્ત થવાયોગ્ય છે [અપ્ર૦ લ૦ ૩૨

o o o

'બિના નયન પાવે નહીં, બિના નયનકી બાત' એ વાક્યનો હેતુ મુખ્ય આત્મદૃષ્ટિ પરત્વે છે સ્વાભાવિક ઉત્કૃષ્ટાર્થ એ વાકય છે સમાગમના મુખ્ય સ્પષ્ટાર્થ સમજાવા યોગ્ય છે, તેમ જ બીજા પ્રશ્નોના સમાધાન માટે હાલ પ્રવૃત્તિ બહુ અ પ વર્તે છે સત્સમાગમના યોગમા સહજમા સમાધાન થવાયોગ્ય છે

'બીના નયનાદિ' વાકયનો સ્વકલ્પનાથી કઈપણ વિચાર ન કરતા અથવા શુદ્ધ ચેતન્યદૃષ્ટિ પ્રત્યેનુ વલણ તેથી વિક્ષેપ ન પામે એમ વર્તવુ યો ય છે કાર્તિકેયાનુપ્રેક્ષા' અથવા બીજુ સત્શાસ્ત્ર થોડા વખતમા ઘણુકરીને પ્રાપ્ત થશે [અપ્ર૦ લ૦ ૩૭

o o o

કાગળ મળ્યો છે. કોઈ માણસે જણાવેલ સ્વપ્નાદિ પ્રસગ સબધી નિર્વિક્ષિપ્ત રહેશો, તથા અપરિચયી રહેશો તે વિષે કઈ ઉત્તર પ્રત્યુત્તરાદિનો પણ હેતુ નથી

o o o [અપ્ર૦ લ૦ ૩૯

ચાતુર્માસ સબધી મુનિયોને કયાથી વિકલ્પ હોય? નિર્ગ્રંથો ક્ષેત્રને કિંયે છેડે બાધે? છેડાનો સબધ નથી [અપ્ર૦ લ૦ ૪૮

o o o

શ્રી ડુંગરની દશા લખી તે જાણી છે શ્રી સોભાગના વિયોગથી તેમને સૌથી વધારે ખેદ થવાયોગ્ય છે એક બળવાન સત્સમાગમનો યોગ જવાથી આત્માર્થીના અત કરણમા બળવાન ખેદ થવાયોગ્ય છે તમે સર્વ મુમુક્ષુઓ નિરતર સત્શાસ્ત્ર પરિચય રાખવાનુ ચૂકશો નહીં કોઈ કોઈ પ્રશ્ન અત્રે લખો છો તેનો ઉત્તર ઘણુકરીને હાલ લખવાનુ થતુ નથી. તેથી કાઈપણ વિકલ્પમા ન પડતા અનુક્રમે તે ઉત્તર મળી જશે એમ વિચારવુ યોગ્ય છે થોડા દિવસ પછી ઘણુકરીને શ્રી ડુગર પ્રત્યે એક પુસ્તક તેમને નિવૃત્તિનુ પ્રાધાન્યપણુ રહે તેવુ વાચવા અર્થે મોકલવાનુ થશે

સત્શાસ્ત્રનો પરિચય નિયમપૂર્વક નિરતર કરવાયોગ્ય છે એક બીજાના સમાગમમા આવતા આત્માર્થવાર્તા કર્તવ્ય છે

આર્ય સોભાગનો સમાગમ વિશેષ વખત તમને રહ્યો હોત તો ઘણો ઉપકાર થાત, પણ ભાવી પ્રબળ છે, તે માટે ઉપાય એ છે કે તેમના ગુણોનું વારંવાર સ્મરણ કરીને જીવને વિષે તે ગુણો ઉત્પન્ન થાય એવું વર્તન, નિયમિતપણે નિત્ય સદ્‌ગ્રંથનું વાંચન તથા મનન, રાખવું યોગ્ય છે. [અપ્ર૦ લ૦ ૬૯.

° ° °

'કયા ગુણો અંગમાં આવવાથી માર્ગાનુસારીપણું તથારૂપે કહેવાય?' 'કયા ગુણો અંગમાં આવવાથી સમ્યગ્‌દૃષ્ટિપણું તથારૂપે કહેવાય?' 'કયા ગુણો અંગમાં આવવાથી શ્રુતકેવળજ્ઞાન થાય અને કેવી દશા આવવાથી કેવળજ્ઞાન થાય અને કેવી દશા આવવાથી કેવળજ્ઞાન તથારૂપપણે થાય, અથવા કહી શકાય?' એ પ્રશ્નનો ઉત્તર લખવા માટે શ્રી ડુંગર કરશો. (વિચારવાનને આ પ્રશ્ન હિતકારી છે.) *[અપ્ર૦ લ૦ ૭૦.

° ° °

અવિષમભાવ વિના અમને પણ અબંધપણા માટે બીજો કોઈ અધિકાર નથી. મૌનપણું ભજવાયોગ્ય માર્ગ છે!

બધુંય હરિને આધિન છે પત્રપ્રાસાદિ પ્રાપ્ત થઈ છે. અત્ર સમાધિ. વિગતવાર હવે પછી. નિરુપાયતાને લીધે લખી શકતો નથી†

° ° °

અનુક્રમે શું થાય છે તે જોવું યોગ્ય છે. 'ભગવત્ ભગવતનું સંભાળશે, પણ જીવ જ્યારે પોતાપણું મૂકશે ત્યારે' એવું જે ભટ્ટજનોનું વચન તે પણ વિચારતાં હિતકારી છે. આપ કાંઈ જ્ઞાનકથા લખશો.

છૂટા મનથી ખુલાસો આપી શકાય એવી તમારી ઇચ્છા રહે છે, તે ઇચ્છા હોવાને લીધે જ છૂટા મનથી ખુલાસો આપવાનું બન્યું નથી અને હવે પણ તે ઇચ્છા નિરોધ્યા સિવાય તમને બીજું વિશેષ કર્તવ્ય નથી. અમે છૂટા ચિત્તથી ખુલાસા આપીશું એમ ગણી તે ઇચ્છા નિરોધવી ઘટે નહીં, પણ સત્પુરુષના સંગનું મહાત્મ્ય જળવાય તે ઇચ્છા શમાવવી ઘટે છે; એમ વિચારીને શમાવવી ઘટે છે. સત્સંગની ઇચ્છાથી જ જો સંસારપ્રતિબંધ ટળવાને સ્થિતિ સુધારવાની ઇચ્છા રહેતી હોય, તોપણ હાલ જતી કરવી યોગ્ય છે, કેમકે અમને એમ લાગે છે કે વારંવાર તમે લખો છો તે કુટુંબ મોહ છે, સંક્લેશ પરિણામ છે અને અસાતા નહીં સહન કરવાની કંઈપણ અંશે બુદ્ધિ છે અને જે પુરુષને તે વાત ભક્તજને લખી હોય તો તેથી તેનો રસ્તો કરવાને બદલે એમ થાય છે કે આવી નિદાન બુદ્ધિ જ્યાંસુધી રહે ત્યાંસુધી સમ્યક્ત્વનો નિરોધ રહે ખરો; એમ વિચારી ઘણીવાર ખેદ થઈ આવે છે; તેને લખવું તે તમારે યોગ્ય નથી [અપ્ર૦ લ૦ ૭૨.

---

* આ પછીનો ભાગ આં૦ ૫૫૫ માં આવી જાય છે.—સંશોધક.

† આ પછીની કાવ્યની બે કડીઓ આં૦ ૪૧૪ માં આવી જાય છે.—સંશોધક.

ઘણીવાર તમ વગેરેથી લિખિત પત્રો અમને મળ્યાં હોય છે અને તેની પહોંચ પણ લખવાનું અશક્ય થઈ આવે, અથવા તો તેમ કરવું યોગ્ય ભાસે છે. આટલી વાત સ્મરણમાં રહેવા લખી છે. તેવો પ્રસંગ બન્યે જીવને વિષે કંઈ તમારા પત્રાદિના લેખન દોષથી એમ બન્યું હશે કે કેમ એ આદિ વિકલ્પ ન થવા અર્થે આ સ્મરણ રાખવાને લખ્યું છે. ૦ ૦ ૦ તમારા સમીપ સત્સંગીઓને યથા૦ [અપ્ર૦ લ૦ ૭૯.

૦ ૦ ૦

સર્વે પ્રકારના ભયને રહેવાના સ્થાનકરૂપ એવા આ સંસારને વિષે વૈરાગ્ય જ અભય છે એ નિશ્ચયમાં ત્રણે કાળને વિષે શંકા થવાયોગ્ય નથી.

યોગ અસંખ જે જિન કહ્યા, ઘટમાહિ રિદ્ધિ દાખી રે;
નવપદ તેમ જ જાણજો, આતમરામ છે સાખી રે. [અપ્ર૦ લ૦ ૮૧.

૦ ૦ ૦

શ્રી ૦ ૦ ૦ પ્રત્યે સુધારસ સંબંધી વાતચીત કરવાનો અવસર તમને પ્રાપ્ત થાય તો કરજો.

૦ ૦ ૦

પ્રવૃત્તિ વિરામ પામતી નથી. વિરક્તપણુ ઘણુ વર્તે છે. વનને વિષે અથવા એકાંતને વિષે સહજ સ્વરૂપને અનુભવતો એવો આત્મા નિર્વિષય કેવળ પ્રવર્તે એમ કરવામાં સર્વે ઇચ્છા રોકાણી છે. [અપ્ર૦ લ૦ ૧૦૩.

૦ ૦ ૦

એના અંતમાં રહેલ જે વસ્તુ તે છેદ્યો છેદાય નહીં, ભેદ્યો ભેદાય નહીં– 'શ્રી આંચારાંગ.' [૪/૨૫૧–૨

૦ ૦ ૦

મારી ચિત્તવૃત્તિ ક્યારેક–ક્યારેક લખાય છે, તેનો અર્થ પરમાર્થ ઉપર લેવા યોગ્ય છે અને એ લખવાનો અર્થ કંઈ વ્યવહારમા માઠાં પરિણામવાળો દેખાવો યોગ્ય નથી [૪/૩૫૪.

૦ ૦ ૦

અમે તમે હાલ પ્રત્યક્ષપણે વિયોગમાં રહ્યા કરિયે છીએ, એ પણ પૂર્વ નિબંધનનો કાંઈ મોટો પ્રતિબંધ ઉદયમાં હોવાનું સંભાવ્ય કારણ છે. [૪/૩૯૨.

૦ ૦ ૦

આ ઉપાધિરૂપ વ્યાપારાદિ પ્રસંગથી નિવૃત્તવા વારંવાર વિચાર રહ્યા કરે છે, તથાપિ તેનો અપરિપકવ કાળ જાણી ઉદયવશે વ્યવહાર કરવો ઘટે છે, પણ ઉપર કહી છે એવી જિનની આજ્ઞા તે ઘણુંકરી વિસ્મરણ થતી નથી અને તમને પણ હાલ તો તે જ ભાવ વીચારવાનું કહીએ છીએ. [૪/૪૭૦.

૦ ૦ ૦

અત્રેથી યોગવાસિષ્ઠનું પુસ્તક મોકલ્યું છે તે પાચ દશવાર ફરીફરીને વાંચવું તથા વારંવાર વિચારવું યોગ્ય છે. [૪/૭૧૮.

'ઇનોક્યુલેશન' મરકીની રસી રસીના નામે ડાક્ટરોએ આ ધતીંગ ઊભું કર્યું છે, બિચારા અશ્વાદિને રસીના બ્હાને રીબાવી મારી નાખે છે, હિંસા કરી પાપને પોષે છે, પાપ ઉપાર્જે છે પૂર્વે પાપાનુબંધી પુણ્ય ઉપાર્જ્યું છે, તે યોગે વર્તમાનમા તે પુણ્ય ભોગવે છે, પણ પરિણામે પાપ વ્હોરે છે, તે બિચારા ડાક્ટરોને ખબર નથી રસીથી દરદ દૂર થાય ત્યારની વાત ત્યારે, અત્યારે હિંસા તો પ્રગટ છે રસીથી એક કાઢતા બીજુ દરદ ઊભુ થાય [૪/૮-૭

---

## અવધાનક્રિયા સંબંધે વર્તમાનપત્રો.

[સંવત્ ૧૯૪૩ ની સાલમાં શ્રીમદ્‌ની સ્થિતિ મુંબઈને વિષે હતી. આ સમયે તેઓની શતાવધાન—શીઘ્ર કવિત્વ—શક્તિ માટે અંગ્રેજી અને દેશી વર્તમાન પત્રોના જે અભિપ્રાયો પ્રસિદ્ધ થયેલા તેમાંથી અમને જે મળી શક્યા તે અત્ર આપીએ છીએ:—સંશોધક. મ. ૨ ]

'મુંબઈ સમાચાર' પત્ર પોતાના તા. ૪ ડીસેમ્બર, સને ૧૮૮૬ (સંવત્ ૧૯૪૩ ના માગશર શુદ ૮, શનિ) ના અંકમાં નીચે પ્રમાણે એક મુખ્ય લેખ (Leadnig Article) લખે છે:—

### અદ્‌ભુત સ્મરણશક્તિ તથા કવિતાશક્તિ ધરાવનારા એક જવાન હિંદુની અત્રે પધરામણી અને તેના તરફથી થતા શતાવધાનના પ્રયોગ.

મોરબીથી કવિ શ્રી રાયચંદજી રવજીભાઈ નામનો માત્ર ઓગણીશ વરસની વયનો એક હિંદુ ગૃહસ્થ અત્રે આવી સ્મરણશક્તિ તથા કવિતાશક્તિનાં જે અદ્ભુત ફલો કરી દેખાડે છે, તેનાથી વાંચનારાઓને અમો વાકેફ કરતા જઈએ છીએ. એવી મહાન્ શક્તિના પુરુષો એકથી વધારે આવી ગયા છે, અને ખુદ મુંબઈમા શીઘ્રકવિ પંડિત ગટુલાલજી તેવી શક્તિ ધરાવનાર તરીકે જાણીતા છે; પણ હમણાં આવેલો સદરહુ પુરુષ તેઓ કરતાં ચહડતી શક્તિનો કહેવાય છે; એટલે બીજાઓ જ્યારે અષ્ટાવધાન એટલે એકી વેળા આઠ પ્રકારના પ્રયોગો કરી બતાવે છે, ત્યારે આને શતાવધાની એકસો પ્રયોગો કરી દેખાડનારો સમજવામાં આવે છે. તેમનામાં રહેલી શક્તિની મોટી ખુબી એ છે કે, તેઓ એકી વેળા અનેક બાબત પોતાના મનમાં યાદ રાખી તથા રચી શકે છે અને તે બાબત જેમ સ્હેલી, તેમ કવિતા, ગણીત અને ભાષાના સરખી અઘરી પણ હોય છે. ગમે એવા કઠણ છંદમાં તેઓ બોલ બોલતાં કવિતા રચે છે; ગમે એવી અંજાણી અને પારકી ભાષામાં કહેલાં ઉલટ પાલટ શબ્દોનાં વાકયોને સરખાં ગોઠવી આપે છે; અને તે સઘળું એક બીજાની સાથે વચ્ચે વચ્ચે કરે છે.

એ શક્તિઓ ખરે જ અદ્ભુત અને અસાધારણ છે અને તે કેમ ખીલે છે તથા કામે લાગે છે તેની તપાસ કરી તેનો લાભ લેવાની તજવીજ કરવી જોઈએ છે. આટલું તો ખરું છે કે એવી શક્તિ કુદરતની એક બક્ષેશ માત્ર છે અને તે કોઈજ ભાગ્યશાળી ગૃહસ્થને અર્પણ થએલી હોય છે, પણ તે ખીલી કે વધી શકે કે નહીં અને માણસ જાતના કારોબાર તથા વહેવારમાં આવી શકે કે નહીં તે નક્કી કરવાની જરૂર છે. કેટલીક તરફથી એવું માનવામાં આવે છે કે તે તેવા ઉપયોગમાં આવી શકે નહીં અને જો લેવા માગે, તો તેનું બળ ઓછું થતું જાય. આમાં કેટલી સચાઈ છે તે પણ શોધી કાઢવું જોઈએ જો એ શક્તિ એવા ઉપયોગમાં આવી શકે નહીં; તો પછી તે માત્ર

જોવાની અને નવાઈની જ થઈ પડે. પણ આપણે એકદમ તેમ માનીશું નહીં. માણસ જાતમાં ઈશ્વરે મેલેલી દરેક શક્તિઓ ખીલવીને વધારી શકાય છે, તેમ ઉપલી અદ્ભુત શક્તિઓના સંબંધમાં પણ થવું જોઈએ અને જો તેમ હોય, તો પછી આવા ચમત્કારિક પુરુષોને ઉત્તેજન આપી તેમની શક્તિ ખીલવવા અને તેને લોક ઉપયોગી કામમાં ઉપયોગમાં આણવાની કોશેષ કરવાથી આપણે પછાત પડવું જોઈતું નથી. આ ખેદકારક છે કે, એવી શક્તિના જે પુરુષો મળી આવે છે, તેઓ ઘણું કરી મુશ્કેલ હાલતના હોય છે. એવા પુરુષો મુશ્કેલ હાલતમાં રહી જાય એ જેમ તેમના કમનસીબની વાત છે, તેમ દેશીઓની કદર પીછાણવાની શક્તિ વિષે નરસું લગાડનારી પણ છે. એવા પુરુષો જો યુરોપ કે અમેરિકામાં હોય, તો તેઓ મોટાં માન અને દોલતે પોશાય; તથા પ્રજા અને સરકાર તેમને ઉત્તેજન આપી આગળ વધાર્યાં વગર રહે નહીં. અત્રે પણ તેમ જ થવું જોઈએ છે અને તેમ થશે તો જ એવા નામીચા પુરુષોનો આપણામાં વધારો થશે. આ વાત પણ તપાસવા જોગ છે કે એવા પુરુષો અત્યારસુધી હિંદુ કોમમાંથી જ મળી આવે છે મોહમેદન, પારસી વગેરે કોમમાથી તેઓ મળી આવતા નથી, એનું કારણ શું? શું એવા પુરુષો ચોકસ જાતમાં જ જન્મ પામે છે, અથવા વંશપરંપરા ઉતરે છે? એ સર્વે બાબતોની તપાસ કરતાં અગત્યના ખુલાસા મળશે અને તેથી એવા પુરુષો ઉત્પન્ન થવાનો કાંઈ નિયમ જાણવા જોડે તેમની વૃદ્ધિ બની પ્રજાને ફાયદો થશે.

શ્રીમદે કરેલા શતાવધાનના પ્રયોગ સંબંધે લખતાં *The Indian Spectator* (ઇંડિયન સ્પેક્ટેટર) પત્ર તા. ૨૮, નવેમ્બર, ૧૮૮૬ ના અંકમાં જણાવે છે કે,—

We have had a visit from a young prodigy, Shatavadhani Kavi Shri Raichandra Ravji, an inhabitant of Vavanya, between Kutch and Morvi Mr. Raichandra is a Bania by caste, a versifier by birth and by birth also a *Shatavadhani*. That is one whose mnemonic powers will perform, we suppose 100 different functions at one and the same time. He knows no other language but the Gujarati and yet he can exercise his marvellous powers on sixteen different languages at one sitting. We shall be glad to introduce him to earnest inquirers.

[કચ્છ અને મોરબીની મધ્યમાં વવાણીઆના નિવાસી એક તરુણ પ્રોડિજિ— (મહા આશ્ચર્ય ઉપજાવે તેવી શક્તિ ધરાવનાર પુરુષ—અલૌકિક) શતાવધાની કવિ રાયચંદ રવજીનો અમને સમાગમ થયો હતો. મી૦ રાયચંદ વણિક જ્ઞાતિના છે,

જન્મથી કવિ છે અને જન્મથી શતાવધાની છે, એટલે કે, જેની માનસિક સ્મરણશક્તિ એક જ સમયે ભિન્ન ભિન્ન ૧૦૦ કાર્ય કરી શકે છે. તેઓ માત્ર ગુજરાતી ભાષા જાણે છે, છતાં તેઓ પોતાની અદ્ભુત શક્તિઓનો જુદી જુદી સોળ ભાષાઓ ઉપર એકી વખતે ઉપયોગ કરી શકે છે. જિજ્ઞાસુઓને તેઓનું ઓળખ કરાવવા અમે ખુશી થઈશું ]

**'મુંબઈસમાચાર'** પત્ર તા. ૩, ડીસેમ્બર, ૧૮૮૯ ના અંકમાં નીચે પ્રમાણે શતાવધાનસભાનું વર્ણન આપે છે:—

**યાદદાસ્ત શક્તિના એક તરુણ હિંદુએ કરી બતાવેલા ચમત્કારો.**

કાઠીઆવાડના મોરબી સંસ્થાનના ગામ વવાણીઆના રહીશ કવિ રાયચંદ્ર રવજીભાઈની અવધાનશક્તિના ચમત્કારો જોવાને અત્રેની 'થીઓસોફીકલ સોસાઇટી તરફથી એક ખાનગી મેળાવડો કરવાનું આમંત્રણ થયું હતું તે મુજબ સોસાઈટીવાળા મકાનમાં ગઈ પરમ દિવસ સાંજે સાડા પાંચ કલાકે હિંદુ મુસલમીન, યુરોપીયન, પારસી વગેરે જુદી જુદી જાતિના ગૃહસ્થો રુબરુ તેમણે તે કરી બતાવ્યા હતા. તેર વેલે વખતે કાઠીઆવાડી સાદા પોશાકમાં કવિ રાયચંદ્ર આવી પુગતાં તાળીઓના અવાજથી તેઓને વધાવી લેવામાં આવ્યા હતા. સાંજના કલાક છને સુમારે તેણે પોતાનું કાર્ય શરુ કરતાં જણાવ્યું હતું કે, "દુનિયામાં માણસ જાત યાદદાસ્તશક્તિ, કાવ્યશક્તિ અને હસ્તચમત્કૃતિ માટે વખણાય છે આ ત્રણમાંની પહેલી બેનું મને મહેજસાજ જ્ઞાન છે અને છેલીથી હું બીન વાકેફ છું હસ્તશક્તિનો તીર, બાણ, તલ વાર, બંદુક વગેરેમાં સમાસ થાય છે, કે જેમાં હિંદુઓમાં જાણીતા થઈ ગયેલા પાંડવો મશહુર છે. સ્મરણશક્તિ વિષે હું પણ કંઈક જાણું છું. તે મારી અલ્પશક્તિ જેટલું તમો ગૃહસ્થો હજુર કહી સંભળાવીશ."

તે પછી સભાના ગૃહસ્થોને વાકેફ કરવામાં આવ્યા હતા કે જુદી જુદી બાર ભાષાઓનં એકેક જણે એવું વાકય બનાવવું કે તેમાં છ શબ્દો આવે. તે મુજબ (૧) **સ્પેનીશ**, (૨) **અંગ્રેજી**, (૩) **જર્મન**, (૪) **ફ્રેંચ**, (૫) **લેટીન**, (૬) **ઝંદ**, (૭) **સંસ્કૃત**, અને (૮) **બંગાલી**, ભાષા જાણનારા જુદા જુદા ગૃહસ્થોએ એક કાગળના કટકાપર આગમચથી છ છ શબ્દોનું વાકય લખી રાખ્યું હતું અને નવમી ફારસી ભાષા રહી જવાથી તેની માંગણી થતાં તે પણ મંજુર રખાઈ હતી.

કવિરાજે તે પછી જણાવ્યું હતુ કે, "જુદા જુદા ભાષા ધરાવનાર એકેક શખ્સે પોતાના છ છ, બોલના વાકયનો એકેકો બોલ અવાર નવાર ગમે તેમ તેમને કહી સંભ ળાવવો. અનુક્રમે તે વાકયોના શબ્દો કહેવાની કશી અગત્ય નથી. જુદા જુદા શબ્દો જુદી જુદી ભાષામાં બોલાશે, તે હું લક્ષમાં લઈ કાગળપર લખ્યા મુજબ વાકયોના અનુક્રમે શબ્દો છેવટે તમને કહી સંભળાવીશ. તેમ જ વળી અધવચમાં હું જુદા જુદા બે રાગની કવિતા રચીશ એકેક લીટી જોડી માફ લક્ષ તેમાં પણ દોરાવીશ." ત્રત્રે સભાના એક ગૃહસ્થ તરફથી એવી માંગણી થઈ કે એક કવિતામાં 'રુસ્તમજી' નામ

તથા બીજીમાં આજની સભાનું વર્ણન આવે એવી મતલબ સમાવવી. કવિરાજે તે સ્વીકારી જણાવ્યું કે, પહેલી કવિતાની લીટી હું એવી બોલીશ કે તેમાં 'રુસ્તમજી' નામ આવી જશે. તે પછી કવિરાજે સ્થિર ચિત્તથી અવધાન તથા શીઘ્ર કવિતાનું કામ શરૂ કર્યું હતું. જુદી જુદી ભાષા લખનારા ગૃહસ્થો પોતે લખી રાખેલાં વાક્યોના અનુક્રમ તોડી છુટક છુટક શબ્દો કહેતા જતા હતા. તે કવિ યાદ રાખતા હતા ને તે કવિતા પાનું કર્યે જતા હતા. સઘળા શબ્દો પૂરા થતાં અકબંધ વાક્યોમાં તેઓ નીચે મુજબ બોલી ગયા હતા.

૧. અંગ્રેજી. હેવ યુ એવર બીન ઇન બૉમ્બે ?
૨. સ્પેનીશ. ટેકવાનટેસ પાલા બરાસ પોઈ ટેકસ્ટટે નીકવરડારો.
૩. જર્મન. ઇસ્ટ યુ ઝાટર ઓ શેગ ટુ કુન
૪. ફ્રેંચ. બા ફ્રાંઝીલીટિ રેલરેહને એસ્ટ પ્રોવરા બાબ્લે.
૫. ગ્રીક. મછરા તાશ વદીગનાચ શ્રીએશતાચ વા આટુદરીશ; જરથુગ તરીશ.
૬. સંસ્કૃત. ઘડતા ધની પા ણિ શચનચ અપવિત્ર ઉપદ્રુભ (?)
૭. બંગાલી. અપના કે ની આશચ જઈગ ખા મોટા બીયા હેન.
૮. લેટીન. એસે આડમીરાબી લેમ મેનટેમ ટુજુસ જુવેનીશ.
૯. ફારસી. અખરો અનાર બસન મરદુમ ખુબ બશવે.

(તાળીઓ)

એ પછી પહેલી કવિતામાં—

(છંદ ભુજંગી.)

રહ્યા છો મહા લેગને જાળવીને બલો બોધ ભાખો તથાપિ ભલીને
નથી રાગ કે દ્વેષ કે માન કાંટી, વધુ શું વખાણું અહો 'રાય' આંટી ?

(શાર્દૂલ)

સ્ત્રી લોક સમસ્તની મન સજી, વિદ્યાવિવાગે ગઈ;
તેથી સુજ્ઞ સભા જ આ અવસરે, તે જૂએ ગાજી રહી;
થાતાં દર્શન આપનાંજ મુજને, આનંદ ભારે થયો;
આપે આ મુજ શક્તિને નિરખતાં, હું આસ્થક થઈ ગયો.

અત્રે કવિરાજે જણાવ્યું કે, "તમો સાહેબોએ સૂચવેલાં નવ અવધાન તથા જોડેલી કવિતાઓ અનુક્રમે સંભળાવી મારું આજનું કાર્ય તમો ગૃહસ્થો હજુર પૂરું થયું છે. (તાળીઓ.) ઉપલી 'ભુજંગી છંદ'માં આજની સભાનું વર્ણન તેમ જ 'શાર્દૂલ' ની પહેલી લીટીમાં ૧, ૭, ૯, ૧૨ માં હરફોથી માગ્યા મુજબ "રુસ્તમજી" નું નામ આવે છે." મંડળીના એક સભાસદ મી૦ પીરોજશાહે માણસ જાત શું શું કરી શકે છે તેપર સભાજનોનું ધ્યાન ખેંચી જણાવ્યું કે મનોબળ કેળવવા માંગીએ તો કેવું કેળવાય છે તેનો હાલનો દાખલો સરસ છે. એ પછી તેમણે કવિનો

ઉપકાર માનવાની ઇચ્છા રત કરતાં તાળીઓના અવાજ વચ્ચે તે બહાલ રદી હતી. તે બાદ મી૦ રૂસ્તમજી અરદેશર માસ્તરે મંડળી તરફથી કવિરાજને ફુલનો હાર અને ગોટો ભેટ આપ્યા બાદ મિલાવડો વિસર્જન થયો હતો

'જામે-જમશેદ' પત્ર ઉપર પ્રમાણે વર્ણન આપતાં એ જ તારીખના પોતાના અંકમાં લખે છે કે, "એકેક બોલ પોતાના મનમા ઠસાવવા સારુ લગભગ એક મિનિટ લેતા હતા. વળી તે અરસામાં કવિતા પણ જોડતા અને એકેક લીટી લખાવતા; ભોગ જોગે જુદી જુદી ભાષાના શબ્દો બોલનારામાંનું કોઈ ભૂલ ખાઈ જતું, તો તરત જ તેણે ભૂલ કરી છે એવું તેઓ કહી આપતા હતા; જુદી જુદી ભાષાનાં વાક્ય નીચેના ગૃહસ્થોએ ગોઠવ્યાં હતાં:—ઇંગ્રેજી, સ્પેનીશ, તથા જર્મન, મી૦ વાઈ હાઉસ, યુનાઇટેડ સ્ટેટ્સના કાઉનસલ-જનરલ, ફ્રેંચ એક ફ્રેંચ ગૃહસ્થ; ફારસી, મી૦ ખોદાવક્ષ શીર-મહમદ; ઉર્દુ, મી૦ રૂસ્તમજી કેરસાજી મોદી; લૅટીન મી૦ દલાલ; સંસ્કૃત મી૦ જનાર્દન ડી૦ કાલીલકર; બંગાળી ડાકટર રાય. એ ગૃહસ્થોએ એકેક બોલ ગુંચવણ ભરેલી રીતે હેર ફેર કહ્યા પછી આ યુવાન ગૃહસ્થે કાંઈ પણ ભૂલચૂક વગર આખાં વાક્ય મોઢેથી રજુ કર્યા હતાં"

<u>The Times of India (ટાઇમ્સ ઑફ ઇંડિયા)</u> પત્ર પોતાના તા૦ ૨૮, જાન્યુઆરી ૧૮૮૭ ના અંકમા બીજી એક સભાનું વર્ણન આ પ્રમાણે આપે છેઃ—

<u>*Exhibition of Mnemonic powers*</u>—A large number of native gentlemen assembled on Saturday at the Framji Cowasji Institution to witness an exhibition of the mnemonic powers of a Young Hindoo, named Rajchandra Ravjibhai of about 19 years of age. Dr. Peterson presided on the occassion. Ten Gentlemen of different castes and creeds were selected from the audience to form a committee, and they all wrote out sentences composed of six words into as many different languages Each one then gave in his turn one word of their sentence, often times varying the order of the words. After a time the young Hindu reproduced to the surprise of his audience the entire sentences, giving the order of words from memory. The young man also seemed to have, a remarkable sense of perception by touch or feeling. He was first shown about a dozen books of various sizes and was informed of the names of those books. The man was then blindfolded and he gave out the names of

each of those books by feeling it as it was placed in in his hand. Dr. Peterson congratulated the young Hindu on the wonderful mnemonic powers he seemed to be gifted with and presented him with a gold medal on behalf of the Jain community."

["અદ્ભુત સ્મરણ તથા માનસિક શક્તિઓનું પ્રદર્શનઃ—રાયચંદ રવજીભાઈ નામના ઓગણીશ વર્ષની વયના એક જુવાન હિંદુની અદ્ભુત સ્મરણ તથા માનસિક શક્તિઓનું પ્રદર્શન નિરીક્ષણ કરવા અર્થે, ગયા શનિવારે સાંજે ફરામજી કાવસજી ઇન્સ્ટીટ્યુટીમાં દેશી ગૃહસ્થોનો એક ભવ્ય મિલાવડો થયો હતો. આ પ્રસંગે ડૉક્ટર પીટરસને અધ્યક્ષપદ લીધું હતું. ભિન્ન ભિન્ન જાતિઓની દશ ગૃહસ્થોની એક કમેટી પ્રેક્ષક મંડળમાંથી બનાવવામાં આવી હતી અને તે સર્વે તેટલી જ ભાષાના છ છ શબ્દોના બનાવેલાં દશ વાક્યો લખી આવ્યા હતા. ત્યાર પછી તેઓ પ્રત્યેક આડા અવળા કહેતા હતા. સહજ વખતમાં, તે જુવાન હિંદુએ પોતાના પ્રેક્ષક મંડળના સાનંદાશ્ચર્ય વચ્ચે પોતાની સ્મૃતિમાંથી સક્રમ તે વાક્યો સંપૂર્ણ પણે કહી બતાવ્યાં હતાં. આ જુવાન પુરુષ અલૌકિક સ્પર્શેન્દ્રિય તથા મનેન્દ્રિય ધરાવતા જોવામાં આવ્યાં હતા. તેઓને પ્રથમ એક ડઝન જેટલા જુદાં જુદા કદનાં પુસ્તકો બતાવવામાં આવ્યાં હતાં. તેઓને તેનાં નામ જણાવવામાં આવ્યા હતાં ત્યાર પછી તેઓની ચક્ષુઓ પાટાવડે બંધ કરવામા આવી હતી અને તેઓએ તેઓના હાથમાં જેમ જેમ પુસ્તકો મુકવામાં આવતાં ગયા, તેમ તેમ તેનાં નામ (પુસ્તકોને હસ્તવડે સ્પર્શ કરી) કહી દીધા હતાં. ડૉક્ટર પીટરસને આ જુવાન હિંદુને, આ ચમત્કારીક સ્મરણ અને માનસિક શક્તિથી વિભૂષિત થવા માટે અભિનંદન આપ્યુ હતું અને જૈન કોમનીવતી એક સુવર્ણ ચાંદ અર્પણ કર્યો હતો."

'ગુજરાતી' પત્ર આજ સભાનું વર્ણન આપતાં તા. ૨૩ મી જાન્યુઆરીના અંકમાં આ પ્રમાણે લખે છેઃ—

ગઈ કાલ રોજ સાંજે અત્રેના ફરામજી કા૦ ઇન્સ્ટીટ્યુશનમાં કાઠિયાવાડના શાઘ્રકવિ રાયચંદ રવજીએ શતાવધાન પ્રયોગ કરી બતાવ્યો હતો. શરૂઆતમાં સીધી, અંગ્રેજી, તેલંગુ, કેનેડી, મરાઠી, સંસ્કૃત, જર્મન, ફારસી, ફ્રેંચ, પોર્ટુગીઝ એ દશ ભાષાના છ છ શબ્દનાં દશ વાક્યો ઉત્તરો ઉત્તર આડાં અવળાં કહી બતાવેલાં તે કવિએ સ્મરણમાં રાખી મી૦ પીટરસનના પ્રમુખપણા નીચે યથાર્થ કરી સંભળાવી સભાને રંજન કરી હતી. કવિની અદ્ભુત સ્મરણશક્તિથી હરકોઈ અચરતીની નજરે જોતું હતું. પહેલો પ્રયોગ પુરો થતાં વાર કવિએ વિધાનવિધિ વચ્ચે રચેલી કવિતા નીચે પ્રમાણે કહી સંભળાવી હતીઃ—

સભાસદો અહીં મળ્યા, મહાન જે સુભાગિયા;
પ્રભા સરસ્વતિ તણી, પ્રમુખરૂપ આ ભણી.

ત્યાર બાદ મી૦ પીટરસને કવિની ટુંકામાં પ્રશંસા કરી જૈનમંડળ તરફથી તેઓને એક સોનાનો ચાંદ ભેટ આપ્યો અને બીજા કેટલાક ગૃહસ્થોએ પણ યથાશક્તિ ભેટો આપી હતી. પ્રયોગના બીજા ભાગમાં આંખે પાટા બાંધી ચોપડીઓ ઓળખી કાઢી અને ત્યારબાદ હર્ષના પોકારો વચ્ચે પ્રયોગ પૂરો કરી કવિ એક રસીલું ભાષણ કરી વિધાનવિધિ વિષે તથા સ્મરણશક્તિની કેળવણી વિષે થોડું બોલ્યા હતા. સભામાં આશરે બસો ગૃહસ્થો બિરાજ્યા હતા અને કવિએ પોતાની અદ્ભુત શક્તિ બતાવી સર્વ કોઈને સાનંદાશ્ચર્ય પમાડ્યા હતા. મેળાવડો છેલ્લે સાડા છ વાગતે વિસર્જન થયો હતો.

'જામે-જમશેદ' (તા૦ ૨૪, જાન્યુઆરી ૧૮૮૭) ના નીચેના હેવાલ ઉપરથી જણાશે કે, આ સભામાં સ્મૃતિમાં રાખેલા દશ ભાષાના શબ્દો અર્ધો કલાકમાં મનન કર્યા હતા—

"એ પછી કમિટીના ગૃહસ્થોએ વારા ફરતી પોતાના વાક્યોના બોલો હેરફેર રીતે કવિને કહ્યા હતા અને તે થોડો થોડો વાર મનમાં છુટા તેવણે ગોખ્યા હતા. વળી તે જ વખતે તેવણે એક કવિતાના છુટા છુટા અધુરા બોલો એક જણને લખાવ્યા જતા. અર્ધો કલાક એ રીતે ગોખવા પછી સભાની જોસભર તાળીઓ વચ્ચે સઘળાં વાક્યો બરાબર બોલી ગયા હતા. તેવણ ફતેહમંદીથી એક વાક્ય પુરો કરતાં જ જોસભરી તાળીઓનો આવકાર તેવણને મળતો હતો"

"ડાક્ટર પીટરસને પોતાને આ અખતરાથી બેહદ અચરતી પામેલા જણાવ્યા હતા."

"અમારા સાંભળવામાં આવ્યું છે કે, આગલે દિવસે પોતાને મળેલી એક મેજબાની વખતે કેટલીક વાણીઓમાં મીઠું વધતું ઓછું હતું, તે કવિએ ચાખવા કે હાથ લગાડ્યા વિના માત્ર નજરે જોઈ કહી આપ્યુ હતું."

[વર્તમાનપત્રોના માત્ર આટલા જ લેખો અમને મળતાં અહીં પ્રસંગવશાત્ મુક્યા છે. **ટાઇમ્સ ઑફ ઈંડિયા, બૉમ્બે ગેઝિટ, જામે-જમશેદ** તથા બીજા પત્રોના 'સઅભિપ્રાય મુખ્ય લેખો' તથા બીજા સભાનાં વર્ણનો અને તે સમયના હાઈકોર્ટના ચીફ જજ્જ સર ચાર્લ્સ સારજંટ, મી૦ ટરનર વગેરે ઘણા યુરોપ્યન તથા દેશી અગ્રેસરોના અભિનંદન પત્રો તે સમયના શ્રીમદ્‌ના એક પ્રસંગી પાસે રહી ગએલા; જે પ્રસંગીનો પાછળથી દેહત્યાગ થતાં, મળી શક્યાં નથી. તે પ્રસંગીના કુટુંબીઓ તરફથી આ સાહિત્ય મળી શકશે તો હવે પછીની આવૃત્તિમાં દાખલ કરવા યોગ્ય પ્રયત્ન થશે —સંશોધક. મ. ર.]

**અવધાનવિધિ—'મુંબઈ સમાચારના'** નીચેના (૨૦, એપ્રિલ ૧૯૦૧ ના) લેખથી શ્રીમદે સત્તર અઢાર વર્ષની વયે કરેલાં બાવન અવધાનનો વિધિ જણાવા યોગ્ય છેઃ—

મર્હુમ પ્રસિદ્ધ જૈનતત્ત્વવેત્તા અને શતાવધાની કવિશ્વર શ્રીમાન્ રાયચંદ્ર રવજીભાઈ, જેમને લગતી કેટલીક વિગત ગયા બુધવારના મુંબઈ સમાચારમાં આપવામાં આવી છે; તેઓ એકી વખતે સો કામ કેવી રીતે કરતા હતા તેનો ખ્યાલ આપવા માટે તેઓએ કરી બતાવેલાં બાવન અવધાનોને લગતી વિગત અમો હેઠળ આપીએ છીએ. એ મર્હુમ ગૃહસ્થની તસવીર આજના પત્રમાં અમોએ આપી છે તે ઉપરથી એવા બાહોશ અને કુદરતની ભારે મોટી બક્ષીસ ધરાવનાર ગૃહસ્થ કેટલા સાદા હતા તે દેખાઈ આવે છે. તેમના ચહેરા ઉપરથી કોઈ કદાચ જ કહી શકે, કે પોતાની સ્મરણશક્તિના અદ્ભુત ચમત્કાર દેખાડનાર એક દેશી તે આ તસવીરમાં દેખાતા જુવાન હતા. તેઓ એકી વખતે એકસો કામ કેવી રીતે બજાવતા હતા, તેને લગતી હેઠળ આપેલી કેટલીક વિગત ઉપરથી વાચનારને મર્હુમ રાયચંદ રવજીભાઈના મરણ માટે વધારે દિલગીર જ થવાનું કારણ મળશે —

**બાવનકામઃ**—ચોપાટે રમતાં જવું. શેતરંજે રમતા જવું, ટકોરા ગણતા જવું, માળાના પારા ગણતાં જવું, સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર આપેલા ગણતાં જવું, ગંજીફે રમતા જવુ, સોળ ભાષાઓના અક્ષરો યાદ રાખતાં જવું, બે કોઠામાં આડાઅવળા અક્ષરથી કવિતાઓ માગેલા વિષયની કરાવતા જવું, આઠ ભિન્ન ભિન્ન માગેલી સમસ્યાઓ પૂર્ણ કરતા જવુ, સોળ જુદા જુદા માગેલા વૃત્તોમાં માગેલા વિષયો તૈયાર કરાવતાં જવું એમ બાવન કામની શરૂઆત એક વખતે સાથે કરવી, એક કામનો કંઈક ભાગ કરી બીજાં કામનો કંઈક ભાગ કરવો પછી ત્રીજાં કામનો કંઈક કરવો, પછી ચોથા કામનો કંઈક ભાગ કરવો, પછી પાંચમાંનો એમ બાવને કામનો થોડો થોડો ભાગ કરવો, ત્યાર પછી વળી પાછું પહેલા કામ તરફ આવવું અને તેનો થોડો ભાગ કરવો, બીજાંનો કરવો, ત્રીજાંનો કરવો, એમ સઘળાં કામ પૂર્ણ થતાં સુધી કર્યા જવું એક સ્થળે ઉંચે આસને બેસીને એ બધાં કામમાં મન અને દૃષ્ટિ પ્રેરિત કરવી, લખવું નહીં કે બીજીવાર પૂછવું નહીં અને સઘળું સ્મરણભૂત રાખી એ બાવને કામ પૂર્ણ કરવાં, તે અથ ઇતિ આ પ્રમાણે ગણાય છેઃ—

૧. **ચોપાટે રમતાં જવુંઃ**—ત્રણ જણ ચોપાટે બીજા રમતા હતા તેની સાથે ચોપાટ રમતાં જતાં અને વચ્ચે બીજાં એકાવન કામ કરતાં જતાં છેવટ લીલી, પીળી, લાલ અને કાળી એ ચાર રંગની સોગઠીઓ ધ્યાનમાં રાખી કહી આપી હતી. ચોપાટ વચ્ચેથી ઉપાડી લેવામાં આવી હતી

૨. **ગંજીફે રમતાં જવુંઃ**—ચોપાટનો [illegible] રાખ્યા પછી બીજા ત્રણની સાથે કવિશ્વર ગંજીફે રમતા જતા [illegible]ના અને છેવટ [illegible] પત્તાં કહી આપ્યાં હતાં. એ પત્તાં કવિને એકવા [illegible] લઈ લે[illegible]

૩. **શેતરંજે** [illegible] જ [illegible] બીજા એક જા[illegible] સાથે ચિત્ત પરોવ્યુ હ[illegible] સિદ્ધ [illegible] શેતરં[illegible] ઉંટ, અશ્વ, હાથી અને [illegible] નંબરવા [illegible] હતા.

**૪. ટકોરા ગણવા**—એ વખતે એક બહાર ઉભો રહીને ઝાલરના ટકોરા વગાડતો હતો તે કવિએ સઘળા સ્મરણભૂત રાખી છેવટે કહી આપ્યા હતા

**૫. પડતી ચણોઠી ગણવી**—કવિને વાંસે વચ્ચે વચ્ચે તે કામની સાથે ચણોઠીઓ નાખવામા આવતી હતી તે કેટલી થઈ તે અવધાનની સમાપ્તિએ કવિએ કહી આપી હતી

**૬–૭–૮–૯. બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, અને મર્વાળા**—કવિને તે કામોની સાથે ગણવા આપ્યા હતા જે કવિએ મનમા રાખીને છેવટે તેના જવાબ ગણી આપ્યા હતા

**૧૦.** એક જણ હાથમા માળાના પારા ફેરવતો જતો હતો જેમા કવિએ દૃષ્ટિ પરોવી હતી તે માળા વચ્ચેથી અધુરી મૂકવામા આવી હતી છેવટે કવિએ તેના પારા કેટલા થયા, તે કહી આપ્યુ હતુ

**૧૧ થી ૨૬ જુદી જુદી ભાષાઓના શબ્દો**—સોળ ભાષાના શબ્દો સોળ જણાને વહેંચી આપવામા આવ્યા હતા જ્યારે બીજા કામો કવિ કરતા જતા હતા, ત્યારે વચ્ચે વચ્ચે એકેકો શબ્દ અનુક્રમવિના કવિને કાને મૂકવામા આવતો હતો પ્રથમ ત્રીજો આરબીનો કહેવાતો હતો, પછી ૪૧૭ મો લેટીનનો કહેવાતો ખીજે સંસ્કૃતનો કહેવાતો પછી ૪૧૮ મો ઉર્દુનો કહેવાતો હતો એમ અવિચ્છિન્ન અક્ષરે કવિને કહેવામા આવ્યા હતા સઘળા કહેવાઈ રહ્યા પછી અવધાનની સમાપ્તિએ ભાષાવાર કવિએ કહી આપ્યા હતા સંસ્કૃતનો એક અક્ષર ચોથો હોય અને એક પાચમેમો હોય, એ બન્નેને ક્યાય પણ લખ્યા સિવાય અંત કરણમા ગોઠવી શ્લોકબધ કહી દીધા હતા

સંસ્કૃત, ગુજરાતી, મરાઠી, હિંદી, અંગ્રેજી, પંજાબી, કર્ણાટકી, બંગાળી, માર વાડી, ગ્રીક, ઉર્દુ, જાડેજી, આરબી, ફારસી, દ્રાવિડ, અને સિંધી એમ સોળ ભાષાના શબ્દો અપાયવા હતા એ ભાષાના શબ્દોના વિલોમ સ્વરૂપના એક બે દૃષ્ટાંત અહીં આપ્યા છે

### સંસ્કૃતનું વિલોમ સ્વરૂપ

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સ્તિ | ક્તો | પ્ણા | સ્વ | સ્વ | ગૈ | સ્તિ | ક્ત | ત્ર | ક્ષ | બ |
| હિ | વિ | ચો | વિ | વા | કો | પ | નુ | ર | રો | કો |
| ધો | ચા | કો | મુ | પ | ગી | ક | ગ | વા | વિ | પ |
| મ | કિ | ય | દં | ધો | યે | વિ | ન | હ | ર | દે |

## સંસ્કૃતનું ખરું સ્વરૂપ.

(કવિએ કહી આપ્યું તે.—)

બંધો હિ કો યો વિષયાનુરાગી, મો વા વિમુક્તો વિષયે વિરક્તઃ ૧
કો વાસ્તિ ઘોરો નરક' સ્વદેહ' તૃષ્ણાક્ષય' સ્વર્ગપદ કિમસ્તિ ૨

## ગુજરાતીનું વિલોમ સ્વરૂપ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ત | નો | પિ | ના | આ | જુ | આ | સુ |
| શો | ભે | પે | દ | એ | ય | તે | થી |
| ર | સુ | ને | લિ | ઈ | ન | હ | વા |
| થા | છે | છે | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

## ગુજરાતીનું ખરું સ્વરૂપ.

આપના જેવા રત્નોથી હજુ સૃષ્ટિ સુશોભિત છે, એ જોઈને આનંદ થાય છે.

## જાડેજીનું વિલોમ સ્વરૂપ.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| વ | મુ | લે | તે | જી | ન | તો | ધિ | વા |
| ડે | ચો | જ | જી | ન | ય | હ | ઘે | મ |
| અ | ટી | મુ | ન | સા | કે | હી | રો | પ |
| ઠી | તો | ક | તો | પો | ? | ન | ૦ | ૦ |

## કવિએ આનું મુળ સ્વરૂપ કહી આપ્યું હતું તેઃ-

મુંજ ધિરોજાન હતે અચે ન તો, મૂકે ટી ઠીક પડે ન તો, પોય તોજી મરજી. ટી સારો ચોવાય?

અહીં તો અમે માત્ર ત્રણ ભાષાના લોમવિલોમસ્વરૂપ આપી શક્યા છીએ, પરંતુ પોતે જાણતા ન હોતા એવી સોળ ભાષાના શબ્દો વિલોમરૂપ મટાડી ખરા રૂપમા મૂકેલા હતા

૨૮. બે જણ બે વિષયો કોષ્ટકમા આડા અવળા અક્ષરથી માગેલા પુરા કરાવવા ઇચ્છા ધરે; તે કવિ કેવા રૂપથી પૂર્ણ કરતા તેનો એક નમૂનો અહીં આગળ આપ્યો છે માગનાર જે અક્ષર માગે તે આપી કવિ તે કાવ્ય પૂર્ણ કરતા.

## કવિતાને હિમ્મત—ભુજંગી.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૩ ભ | ૧૬ લી | ૩૦ કાં | ૪૫ નિ | ૮ સા | ૧૯ સા | ૩૬ ધ | ૩૪ રે | ૧૧ હું | ૨૩ ક | ૨૧ વી | ૨૦ તા |
| ૧૦ પ | ૧૮ ડી | ૩૧ શો | ૭ ક | ૪૪ માં | ૨૭ કે | ૨ મ | ૩૭ હું | ૩૫ કા | ૧૨ વ્ય | ૪૦ ગી | ૩૮ તા? |
| ૨૮ હ | ૨૬ વે | ૩૦ જો | ૧૫ મ | ૬ ને | ૪૩ જો | ૩ ટ | ૪૨ તાં | ૧૩ હ | ૪૫ ઉં | ૨૨ દે | ૪૭ જે |
| ૯ ર્ | ૧૭ પા | ૪૮ હું | ૨૫ ક | ૨૯ રી | ૫ મૂ | ૪ જ | ૪૧ સં | ૧૪ ભા | ૧ ળ | ૩૯ લે | ૨૪ જે |

અક્ષર ઉપર જે આડાઅવળા આંકડા મૂક્યા છે તે પ્રમાણે અક્ષરો મંગાયા હતા, તેમાંથી કવિતાની કવિતા થઈ ગઈ હતી.

૩૬. આઠ જુદી જુદી સમસ્યાઓ આપી હતી તેની વચ્ચે વચ્ચે એકેકી કડી લખાવીને પૂર્ણ કરી હતી છેવટે આઠે સમસ્યાઓ કવિએ બોલી દેખાડી હતી

**૩૭ થી ૫૨.** સોળ જણાઓએ જુદા જુદા સોળ વિષયોની જુદા જુદા વૃત્તમાં કવિતા માગી હતી. જે કવિતાની એકેકી કડી એકેકું કામ કરતાં જતાં કવિએ પૂર્ણ કરાવી હતી; અને છેવટે તે પાછી સોળે નવી કવિતાઓ કવિને મોઢે થઈ ગઈ હતી તે કવિએ કહી બતાવી હતી. શીઘ્ર કવિતાના બે ત્રણ નમૂના આપીએ છીએઃ—

"ચંદ્રના રથને હરણીઆં શા માટે જોડ્યાં છે? તે માટે તર્ક દોડાવવો, અને ઉપરની બે કડી પછી વાણીઆ ઉપર ઉતારવી" એ વિષય

### શાર્દૂલવિક્રીડિત.

"અંગે શૌર્ય દમામ નામ ન મળે, સત્તા રતી ના જરી!
પ્રેમી કાયરતાતણો અધિક છે, શાસ્ત્રે કથા એ ખરી,"
ભાગી જાય જરૂર તે ભય ભર્યો, રે! દેખતાં કેસરી,
તે માટે રથ ચંદ્રને હરણિયાં, જોડી દીધાં શ્રી હરી!!!

### કજોડાં માટે હિંદુઓને તિરસ્કાર.

### મનહર.

ફૂલમૂળપર મોહી, શૂળ હાથે કરી રોપો; મુખથકી ફૂલ કેમ? કરો નિજ બાળિકા.
કરો છો કસાઈ થકી એ સવાઈ આર્યભાઈ, નકી એ નવાઈની ભવાઈ સુખટાળિકા;
ચેતો ચેતો ચેતો રે ચતુર નર ચેતો ચિત્ત, બાળો નહીં હાથે કરી બાળ અને બાળિકા,
અરે! **રાયચંદ્ર** કહો, કેમ કરી માને એહ, ચડી બેઠી જેને કાંધે, ક્રોધધરી કાળિકા!!

"કવિનું પોતાનું તેમના પિતાશ્રી સહિત નામ આવે અને એક દોહરામાં મહાત્માને પ્રણામ થાય" તે વિષય

## દોહરા.

રાચે ચરા ચંદ્રોદયે, રહે વધુ છવિ નામ;
તેવા નરને પ્રેમથી, નામ કરે પરણામ.

અવધાનોમાં '**ચોપાટનો તિરસ્કાર**' એ વિશે ભુજંગી આપ્યો હતો. જે અહીં આપેલ છે.

## ભુજંગી.

કર્યું રાજ્ય તે ધર્મનું ધુળધાણી, વળી ફેરવ્યું કૌરવો શીર પાણી!
તછ તું પ્રતાપે નળે નિજ રાણી, હવે જોઈ ચોપાટ તારી કમાણી!!!!

એ જ અવધાનમાં "**વંઝયાપુત્ર મારવાને કોઈ ચાલ્યો જાય છે.**" એ સમસ્યા પૂર્ણ કરવાની હતી, તે આવી રીતે પૂર્ણ કરી હતી

## કવિત–મનહર.

પ્રેમ ધરી પૂછયું એક, કવિકને કામિનીએ, ખલકનો ખેલ અહા! અજબ દેખાય છે,
સર્વને સંતાનસુખ, સંસારમાં સાંપડે છે, એજ માટે વંઝ્યાતણો, જીવ તલખાય છે,
કહો કવિરાય એનું, કૃપાથી કારણ મને, કહે કવિ કયાંથી થાય? એનું આમ થાય છે,
ઉદર પ્રવેશ પેહલાં, પ્રભુને ત્યાંથી પઢાવી, વંઝ્યાપુત્ર મારવાને, કોઈ ચાલ્યો જાય છે!!!

[સંવત્ ૧૯૪૧ ના જેઠ માસમાં "ધર્મદર્પણ" નામના એક માસિક પત્રમાં શ્રીમદ્‌ની સત્તર વર્ષની વયે વર્તતી શક્તિના સંબંધમાં એક મુખ્ય લેખ છે, તેમાંથી નીચે પ્રમાણે લઈએ છીએ —સંશોધક. મ. ર.]

"પુનર્જન્મ નહીં માનનાર પુરૂષોને આ શીઘ્ર કવીશ્વરની અદ્ભુત શક્તિ પુનર્જન્મ છે એમ મનાવવાને માટે પ્રત્યક્ષ અને સબળ પુરાવો છે. આપણા આ શીઘ્ર કવીશ્વરની દિવ્ય સ્વાભાવિક શક્તિ માટે આપણા ભરતખંડી આર્યોએ અભિમાન ધરવા જેવું છે. ધન્ય છે! એમની જન્મભૂમિને અને ધન્ય છે એમની જનેતાને! એ ભારતભુષણ રમણીય રત્ન મહાત્મા શીઘ્રકવીશ્વરને શતાવધાન સુધી પહોંચવા ઉત્સાહ છે —"ધર્મદર્પણ" જેઠ, ૧૯૪૧.

---

# પત્રાંક અનુક્રમ.

"શ્રીમદ્ રાજચંદ્ર"ની અત્યારસુધીમાં બહાર પડેલ ચાર આવૃત્તિઓના પત્રાંકમાં કેટલોક ફેર છે તે શોધવાની સગવડતા ખાતર પૂર્વેની ચાર આવૃત્તિ અને પ્રસ્તુત પાચમી આવૃત્તિના પત્રાંકનો અનુક્રમ અહીં આપેલ છે.

પ્રસ્તુત આવૃત્તિમાં લખાણને છેડે આપેલા આંક ત્રીજી આવૃત્તિના છે અને તે આંકનુ લખાણ કયા કયા પાના ઉપર આવેલ છે તે પાચમાં કોલમમાં આપેલ છે.

લખાણને વિષયનુક્રમમાં આપવા માટે પત્રોને મથાળે આવેલા 'નમસ્કાર વચનો' તથા પત્રને છેડે આવેલી 'સહીઓ' મૂળ લખાણ સાથે આપેલ નહોતા તે અને આપેલ છે

સ્થળ સંકોચ અર્થે સ્થળના નામ અને વર્ષ, તિથિ વગેરે ટુંકા શબ્દોમાં આપવા પડયા છે.

બીજી આવૃત્તી છપાવતાં જે પત્રો મળેલાં તે વૃદ્ધિપત્ર ૧-૨ અને અપ્રકટ લખાણ તરીકે તેમાં આપેલ છે, એટલે પ્રથમની આવૃત્તિના કોલમમાં તેના આંક આપેલ નથી, પણ બીજી અને ત્રીજી આવૃત્તિના કોલમમાં નવાં જ આંક આપેલ છે.

હાથનોંધ ૧-૨-૩ ના આંકનું લખાણ જુદે જુદે સમયે પૃથક પૃથક લખાયેલુ છે એટલે તેના સ્થળ કે વર્ષ નિર્ણીત કરી શકાયા નહીં હોવાથી અપાયા નથી.

વૃદ્ધિ પત્રમાં ૩ માં આવેલ અને બીજું લખાણ સંશોધિત કરી ત્રીજી આવૃત્તિમાં દાખલ કરવાનુ હતું તે દરમ્યાનમાં મુરબ્બી શ્રી મનસુખભાઈનો દેહ વિયોગ થયો, એટલે તે દાખલ થતું રહી ગયેલ, જે ભાઈ મનસુખલાલ કીરતચંદે સંશોધિત કરી ચોથી આવૃત્તિમા (બાળબોધ લિપિની બીજી આવૃત્તિમા) દાખલ કરેલ તે પ્રસ્તુત આવૃત્તિમા આપેલ છે. તેના આંક જે પ્રમાણે ચોથી આવૃત્તિમાં છે તે જ પ્રમાણે આપેલ છે ફક્ત તે આંક પહેલાં '૪/' મૂકેલ છે. આ લખાણ આવૃત્તિ ૧-૨-૩ મા નહીં આવતું હોવાથી તે કોલમમા તેના આંક આપેલ નથી.

(?) આવું પ્રશ્નચિન્હ ચોથી આવૃત્તિના કોલમમાં છે ત્યાં તે આંકનો પત્ર તે આવૃત્તિમાં નથી, તેમ વર્ષના કોલમમા મૂકેલ છે તેના વર્ષ-સ્થળ વગેરે લખાણમાં નથી.

(") આવું ચિન્હ પાંચમાં કોલમમાં આવેલ પૃષ્ઠોની બાજુમાં મૂકેલ છે તે પૃષ્ઠ ઉપર તે આંકનું આવેલ લખાણ બેવડાયેલું (Duplicate) છે.

## ટુંકાવેલા અક્ષરોની સમજ.

| | | | |
|---|---|---|---|
| અ.—અશાડ | જે.—જયેષ્ઠ | મ.—મહા | વઢ૦—વઢવાણ |
| અપ્ર૦ લ૦— | ધ૦—ધર્મપૂર | મા.—માગસર | વૈ.—વૈશાખ |
| અપ્રકટ લખાણ | ન૦—નડિઆદ | મું૦—મુંબઈ | વૃ૦પ૦—વૃદ્ધિપત્રક |
| આ.—આશો | પા.—પાઠાન્તર | મો૦—મોરબી | શ.—શનિવાર |
| આ૦—આણંદ | પો.—પોષ | ર.—રવિવાર | શુ૦—શુક્રવાર |
| ઈ૦—ઈડર | ફા.—ફાગણ | રા૦—રાળજ | શુ.—શુદી |
| કા.—કાર્તિક | બ૦—બજાણા | રાણ૦—રાણપૂર | સં૦—સંવત |
| કા૦—કાવિઠા | બુ.—બુધ | વ૦—વવાણીઆ | સ.નિ.—સમય-નિર્ણીત |
| ગુ.—ગુરૂવાર | ભ૦—ભરૂચ | વ.—વદી | સા૦—સાયલા |
| ચૈ.—ચૈત્ર | ભો૦—ભોમવાર | વડ.—વડવા. | શ્રા.—શ્રાવણ |

—સંશોધક.

| આવૃત્તિ ૧ બાળબોધ આંક | આવૃત્તિ ૨ ગુજરાતી આંક | આવૃત્તિ ૩ ગુજરાતી આંક | આવૃત્તિ ૪ બાળબોધ આંક | પ્રસ્તુત આવૃત્તિ ૫ પૃષ્ઠ | સ્થલ-વર્ષ. |
|---|---|---|---|---|---|
| | | | | | સં૦ ૧૯૪૦ પહેલાં |
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | સ.નિ. |
| ૪ | ૪ | ૪ | ૩૭ | ૧૩૮ | ॥ પા. ૧૯૪૬. |
| ૫ | ૫ | ૫ | ૧૩૯ | ૧૮″ | ॥ પા. ॥ |
| ૬ | ૬ | ૬ | ૧૪૦ | ૧૮″ | ॥ પા. ॥ |
| ૭ | ૭ | ૭ | ૭ | ૧૨,૧૩,૪૩૮″ | ॥ પા. ૧૯૪૩. |
| ૮ | ૮ | ૮ | ૫૭ | ૯ | ॥ પા ૧૯૪૬. |
| ૯ | ૯ | ૯ | ૫૮ | ૧૮,૭૮″,૪૪૫ | ॥ પા. ॥ |
| ૧૦ | ૧૦ | ૧૦ | ૧૪૧ | ૧૨ | ॥ પા. ॥ |
| ૧૧ | ૧૧ | ૧૧ | ૮૦ | ૯૭ | ॥ પા ॥ |
| ૧૨ | ૧૨ | ૧૨ | ૮૬ | ૧૦ | ॥ પા. ॥ |
| ૧૩ | ૧૩ | ૧૩ | ૮૮ | ૧૯″ | ॥ પા. ॥ |
| ૧૪ | ૧૪ | ૧૪ | ૧૦ | ૩૨૯ | ॥ પા. ૧૯૪૩. |
| ૧૫ | ૧૫ | ૧૫ | ૧૧ | ૩૩૦ | ॥ પા. ॥ |
| | | | | | સં૦ ૧૯૪૩ |
| ૨૧ | ૨૧ | ૨૧ | ૮૨ | ૯૭ | સ નિ. પા. ૧૯૪૬. |
| ૨૩ | ૨૩ | ૨૩ | ૨૭ | ૯૮ | ॥ પા. ૧૯૪૫ |
| ૨૪ | ૨૪ | ૨૪ | ૨૦ | ૩૭૪ | ॥ પા. ૧૯૪૪. |
| ૨૬ | ૨૬ | ૨૬ | ૯ | ૪૨૯ | ॥ પા. ॥ |
| ૨૭ | ૨૭ | ૨૭ | ૧૪૮-૧ | ૯૯ | ॥ પા. ૧૯૪૭. |
| ૨૮ | ૨૮ | ૨૮ | ૬૯ | ૯૯ | ॥ પા. ૧૯૪૬. |
| ૩૦ | ૩૦ | ૩૦ | ૬૫ | ૩૯૨ | ॥ પા. ॥ |
| ૩૧ | ૩૧ | ૩૧ | ૭૫ | ૯૯ | ॥ પા ॥ |
| ૩૨ | ૩૨ | ૩૨ | ૭૬ | ૯૯ | ॥ પા ॥ |
| ૩૩ | ૩૩ | ૩૩ | ૭૯ | ૧૦૦ | ॥ પા. ॥ |
| ૩૪ | ૩૪ | ૩૪ | ૭૭ | ૧૦૧ | ॥ પા. ॥ |
| ૩૫ | ૩૫ | ૩૫ | ૭૮ | ૧૦૧ | ॥ પા. ॥ |
| ૩૬ | ૩૬ | ૩૬ | ૮ | ૧૯,૪૯,″૬૨,″૧૦૨ | ॥ |
| ૩૭ | ૩૭ | ૩૭ | ૫૧ | ૧૯,″૪૯,″ | ॥ પા. ૧૯૪૫. |
| | | | | | સં૦ ૧૯૪૪. |
| | ૩૮ | ૩૮ | ૭ | ૨૦ | સ નિ. |

| આવૃત્તિ ૧ | આવૃત્તિ ૨ | આવૃત્તિ ૩ | આવૃત્તિ ૪ | આવૃત્તિ ૫ | સ્થલ-વર્ષ |
|---|---|---|---|---|---|
| | | | | | સં૦ ૧૯૪૪ |
| ૩૯ | ૩૯ | ૩૯ | ૮૬ | ૧૧ | ॥ પા ૧૯૪૬ |
| ૪૦ | ૪૦ | ૪૦ | ૪૮ | ૨૦," | મુ૦ આ વ ૨ ગુ. |
| | | | | | સં૦ ૧૯૪૫ |
| ૪૧ | ૪૧ | ૪૧ | ૨૨ | ૧૧ | ભ૦ મા શુ ૧૨ |
| ૪૨ | ૪૨ | ૪૨ | ૨૩ | ૨૧" | મા વ ૭ ભો |
| ૪૩ | ૪૩ | ૪૩ | ૨૮ | ૨૧",૪૪૦" | વ૦ મ વ ૭ |
| પૃષ્ઠ | | | | | |
| ૧૮૬ ૧ | ૪૪ | ૪૪ | ૨૯ | ૨૧",૪૪" | વ૦ મ વ ૭ |
| ૪૪ | ૪૫ | ૪૫ | ૩૧ | ૧૦૨,૪૩૮ | ॥ મ વ ૧૦ ભો. |
| ૪૫ | ૪૬ | ૪૬ | ૩૨ | ૧૦૩,૪૩૮ | ફા શુ ૯ ૨ |
| ૪૬ | ૪૭ | ૪૭ | ૩૩ | ૧૦૪,૪૩૮ | ફા શુ ૯ ૨ |
| ૪૭ | ૪૮ | ૪૮ | ૩૪ | ૧૦૫ | મો૦ ચૈ વ ૯ |
| ૪૮ | ૪૯ | ૪૯ | ૩૫ | ૨૨" | ચૈ વ ૧૦ |
| ૪૯ | ૫૦ | ૫૦ | ૩૯ | ૨૨,૧૦૫,૪૪૦ | વ૦ વૈ શુ ૧૨ |
| ૫૦ | ૫૧ | ૫૧ | ૩૬ ૨ | ૧૦૬ | ॥ વૈ શુ ૧ |
| પૃષ્ઠ | | | | | |
| ૧૮૬ ૨ | ૫૨ | ૫૨ | ૩૮ | ૪૪૦" | ॥ વૈ શુ ૬ સો |
| ૧૮૬ ૨ | ૫૩ | ૫૩ | ૪૦ ૨ | ૨૨"૧૦૭" | જે શુ ૪,૨ |
| ૫૧ | ૫૪ | ૫૫ | ૧૦૨ ૨ | ૨૨" | મુ૦ અ શુ ૫ ૨ |
| ૫૨ | ૫૫ | ૫૬ | ૨૬ | ૨૨ ૭૬,૧૧૦ | આ વ ૧૦ બુ |
| ૫૩ | ૫૬ | ૫૭ | ૪૯ ૨ | ૨૩ | મુ૦ આ વ ૧૦,શ. |
| ૫૪ | ૫૭ | ૫૯ | ૫૩ | ૭૭" | સ નિ |
| ૫૬ | ૫૯ | ૬૦ | ૫૪ | ૭૯,૧૧૦ | ॥ |
| ૫૭ | ૬૦ | ૬૧ | ૫૫ | ૨૩" | ॥ |
| ૫ | ૬૨ | ૬૩ | ૫૬ | ૧૧૦",૪૩૮" | ॥ |
| ૬૧ | ૬૫ | ૬૬ | ૮૭ | ૨૩" | ॥ પા ૧૯૪૬ |
| | | | | | સં૦ ૧૯૪૬ |
| ૬૭ | ૬૬ | ૬૭ | ૩૬ ૨ | ૨૪" | વ૦ સ નિ પા ૧૯૪૫ |
| ૬૭ | ૭૧ | ૭૨ | ૧૦૫ | ૪૯ | મુ૦ અ વ ૭ |
| ૬૮ | ૭૨ | ૭૩ | ૧૧૭ | ૨૪,૧૧૧,૪૪૫ | વ૦ પ આ શુ ૧૧,ભો |
| ૬૯ | ૭૩ | ૭૪ | ૪૫ | ૨૪,૪૯ | ભ૦ આ શુ ૧૦ |
| ૭૪ | ૭૮ | ૭૮ | ૧૧૮ | ૨૪" | વ૦ આ વ ૧૦ |
| ૭૬ | ૮૦ | ૮૧ | ૧૨૦ | ૨૪" | ॥ ભા૦ |

| આવૃત્તિ ૧ બાળબોધ આંક | આવૃત્તિ ૨ ગુજરાતી આંક | આવૃત્તિ ૩ ગુજરાતી આંક | આવૃત્તિ ૪ બાળબોધ આંક | પ્રસ્તુત આવૃત્તિ ૫ પૃષ્ઠ | સ્થલ-વર્ષ. |
|---|---|---|---|---|---|
| | | | | | સં૦ ૧૯૪૬ |
| ૭૭ | ૮૧ | ૮૨ | ૧૨૨ | ૨૫,૧૧૨ | " બી ભા.શુ ૧૪ |
| ૭૮ | ૮૨ | ૮૩ | ૧૧૫ | ૪૯",૧૧૨" | " પ્ર ભા.શુ ૬ |
| ૭૯ | ૮૩ | ૮૪ | ૧૨૩ | ૨૫",૪૯" | " બી ભા શુ ૧૪,૨ |
| ૮૦ | ૮૪ | ૮૫ | ૧૨૪ | ૨૫ | મો૦ બી ભા વ ૭,૨ |
| ૮૧ | ૮૫ | ૮૬ | ૧૨૫ | ૨૫",૧૧૩,૮૪૫ | " બી ભા વ ૭,૨ |
| ૮૨ | ૮૬ | ૮૭ | ૧૨૭ | ૨૫ | ભાદરવો |
| ૮૬ | ૯૦ | ૯૧ | ૧૩૦ | ૨૬,૪૪૬ | વ૦ આ શુ ૫,શ |
| ૮૭ | ૯૧ | ૯૨ | ૧૩૨ ૨ | ૨૬ | " આ શુ ૧૦,ગુ |
| ૮૯ | ૯૩ | ૯૪ | ૧૩૭ | ૨૬ | " આ શુ ૧૨,શ |
| પૃષ્ઠ | | | | | (૧૯૪૫) |
| ૧૮૬ ૬ | ૧૦૧ | ૧૦૨ | ૪૨ | ૨૭" | ભ૦ અ શુ ૧૫,શુ૦ |
| ૧૮૬-૭ | ૧૦૨ | ૧૦૩ | ૪૪ | ૨૮",૧૧૭",૧૧૮" | ભ૦ શ્રા.શુ ૩,બુ |
| ૧૮૬-૮ | ૧૦૩ | ૧૦૪ | ૬૨ | ૨૮",૧૧૮" | મું૦ કા.શુ ૭,ગુ |
| ૧૮૬ ૧૦ | ૧૦૫ | ૧૦૬ | ૧૧૩ | ૨૮",૧૧૮" | વ૦ પ્ર ભા શુ ૩,સો |
| ૧૮૬ ૧૨ | ૧૭૪ | ૨૬૭ | ૬૬ | ૨૯ | કા વ ૧,શુ૦ |
| પૃષ્ઠ | પૃષ્ઠ | પૃષ્ઠ | | | |
| ૧૮૬ ૧૨ | ૧૭૫ | ૨૬૭ | ૬૭ | ૧૧૮ | કા વ ૩,૨ |
| ૧૮૬ ૧૩ | ૧૭૫ | ૨૬૮ | ૭૩ | ૨૯ | પો.શુ ૩,બુ |
| ૧૮૬ ૧૩ | ૧૭૬ | ૨૬૯ | ૮૨ | ૨૯ | વૈ શુ ૫,શુ૦ |
| ૧૮૬ ૧૩ | ૧૭૬ | ૨૬૯ | ૮૪ | ૨૯" | જે શુ ૪,ગુ |
| ૧૮૬ ૧૪ | ૧૭૭ | ૨૭૦ | ૮૮ | ૩૦ | જે વ ૧૧,શુ૦ |
| ૧૮૬ ૧૫ | ૧૭૭ | ૨૭૦ | ૮૯ | ૩૦ | આ શુ ૪,શ |
| ૧૮૬ ૧૫ | ૧૭૭ | ૨૭૦ | ૧૦૦ | ૧૧૯" | અ શુ ૫,૨ |
| ૧૮૬ ૧૬ | ૧૭૮ | ૨૭૨ | ૧૦૪ | ૩૦ | અ.વ ૪,૨. |
| ૧૮૬ ૧૬ | ૧૭૮ | ૨૭૨ | ૧૦૬ | ૩૦ | અ વ ૧૨,૨ |
| | | | | | સં૦ ૧૯૪૭ |
| ૧૮૬ ૧૧ | ૧૦૬ | ૧૦૭ | ૧૫૩ | ૧૧૮" | મું૦ કા વ ૯,શુ |
| ૧૮૬ ૧૧ | ૧૦૭ | ૧૦૮ | ૨૧૨ | ૨૯" | " જે શુ.૧૫,૨. |
| ૮૦ | ૯૪ | ૮૫ | ૧૮૩ | ૧૧૫,૪૪૬ | સતિ. |
| ૯૩ | ૯૭ | ૮૮ | ૧૪૫ | ૨૭ | મું૦ કા શુ ૫,બો. |

| આવૃત્તિ ૧ | આવૃત્તિ ૨ | આવૃત્તિ ૩ | આવૃત્તિ ૪ | આવૃત્તિ ૫ | સ્થલ-વર્ષ. |
|---|---|---|---|---|---|
| | | | | | સં૦ ૧૯૪૭ |
| ૯૪ | ૯૮ | ૯૯ | ૧૪૭ | ૧૧૬″ | " કા શુ ૧૪ |
| ૯૫ | ૯૯ | ૧૦૦ | ૧૪૬ | ૧૧૭,૪૪૬ | " કા શુ.૧૩ |
| ૯૬ | ૧૦૦ | ૧૦૧ | ૧૪૯ | ૨૭,૧૧૭ | " કા.શુ ૧૪. |
| ૯૭ | ૧૦૮ | ૧૦૯ | ૧૯૩ | ૧૨૧,૪૪૬ | " કા વ ૧૪,ગુ |
| ૯૮ | ૧૦૯ | ૧૧૦ | ૧૫૬ | ૩૦″ | " કા વ ,,શુ૦ |
| ૯૯ | ૧૧૦ | ૧૧૧ | ૧૫૭ | ૩૦″,૧૨૩ | " મા શુ ૪,સો |
| ૧૦૧ | ૧૧૨ | ૧૧૩ | ૧૫૯ | ૩૦″ | " મા શુ.૧૪,ગુ |
| ૧૦૨ | ૧૧૩ | ૧૧૪ | ૧૬૦ | ૩૧,૪૩૮,૪૪૭ | " મા શુ ૧૪,ગુ |
| ૧૦૩ | ૧૧૪ | ૧૧૫ | ૧૬૧ | ૩૧″,૧૨૪″ | " મા વ ,, |
| ૧૦૫ | ૧૧૬ | ૧૧૭ | ૧૬૭ | ૧૨૪ | " પોષ |
| ૧૦૬ | ૧૧૬ | ૧૧૭ | ૧૬૪ | ૬૫″ | " પો શુ ૧૦ |
| ૧૦૭ | ૧૧૭ | ૧૧૮ | ૧૬૫ | ૩૧,૪૪૭ | " પો શુ ૧૪,શુ૦ |
| ૧૦૮ | ૧૧૮ | ૧૧૯ | ૧૬૯ | ૩૧, | " ૧૪,૨,૧૮૯૧. |
| ૧૧૦ | ૧૨૦ | ૧૨૧ | ૧૭૧ | ૩૨,૧૨૫,૪૪૭ | " મ શુ ૧૧. |
| ૧૧૧ | ૧૨૧ | ૧૨૨ | ૧૭૨ | ૩૨ | " મ શુ ૧૧,ગુ |
| ૧૧૨ | ૧૨૨ | ૧૨૩ | ૧૭૪ | ૩૨″ | મું૦ મ વ ૩,ગુ |
| ૧૧૫ | ૧૨૫ | ૧૨૬ | ૧૭૯ | ૩૨ | સ નિ |
| ૧૧૬ | ૧૨૬ | ૧૨૭ | ૧૭૬ | ૩૩,૪૪૮ | મું૦ મ વ ૧૧ |
| ૧૧૭ | ૧૨૭ | ૧૨૮ | ૧૭૯ | ૩૩,૪૩૮″ | સ નિ |
| ૧૧૮ | ૧૨૮ | ૧૨૯ | ૧૮૨ | ૩૩,૪૪૮, | મું૦ મ વ ,, |
| ૧૧૯ | ૧૨૯ | ૧૩૦ | ૧૮૪ | ૭૮″,૧૨૫″ | " ફા શુ ૪,શ |
| ૧૨૦ | ૧૩૦ | ૧૩૧ | ૧૮૫ | ૧૨૬,૪૪૮ | " ફા શુ ૭ |
| ૧૨૨ | ૧૩૨ | ૧૩૩ | ૧૮૭ | ૧૨૭,૪૩૮,૪૪૮ | " ફા શુ ૧૩,સો |
| ૧૨૫ | ૧૩૫ | ૧૩૬ | ૧૯૨ | ૧૨૮″ | મુ ફા વ ૧૩ |
| ૧૨૭ | ૧૩૭ | ૧૩૮ | ૧૮૦ ૧ | ૧૨૮,૪૩૮″ | સ નિ |
| ૧૨૮ | ૧૩૮ | ૧૩૯ | ૧૯૪ | ૩૩,૪૪૮ | " |
| ૧૩૦ | ૧૪૦ | ૧૪૧ | ૧૯૫ | ૧૨૯ | " |
| ૧૩૧ | ૧૪૧ | ૧૪૨ | ૧૮૧ | ૧૨૯ | " |
| ૧૩૨ | ૧૪૨ | ૧૪૩ | ૨૧૫ | ૧૩૦ | " |
| ૧૩૩ | ૧૪૩ | ૧૪૪ | ૧૬૮ | ૩૪,૪૩૮ | " |
| ૧૩૪ | ૧૪૪ | ૧૪૫ | ૧૭૩ ૧ | ૩૪ | " |
| ૧૩૫ | ૧૪૫ | ૧૪૬ | ૨૦૬ | ૩૫ | " |

| આવૃત્તિ ૧ બાળબોધ આંક | આવૃત્તિ ૨ ગુજરાતી આંક | આવૃત્તિ ૩ ગુજરાતી આંક | આવૃત્તિ ૪ બાળબોધ આંક | પ્રસ્તુત આવૃત્તિ ૫ પૃષ્ઠ | સ્થલ-વર્ષ. |
|---|---|---|---|---|---|
| | | | | | સં૦ ૧૯૪૭ |
| ૧૩૬ | ૧૪૬ | ૧૪૭ | ૨૨૩ | ૧૩૦ | " |
| ૧૩૭ | ૧૪૭ | ૧૪૮ | ૫૬૧ | ૧૩૧ | " |
| ૧૩૮ | ૧૪૮ | ૧૪૯ | ૨૪૨ | ૧૩૩ | સ.નિ. |
| ૧૩૯ | ૧૪૯ | ૧૫૦ | ૧૯૭ | ૧૩૩ | મું૦ ચૈ.શુ ૮. |
| ૧૪૦ | ૧૫૦ | ૧૫૧ | ૧૯૮ | ૩૫"૧૩૪ | " ચૈ.શુ ૯. |
| ૧૪૧ | ૧૫૧ | ૧૫૨ | ૧૯૯ | ૧૩૪" | " ચૈ.શુ.૧૦. |
| ૧૪૨ | ૧૫૨ | ૧૫૩ | ૨૦૦ | ૪૩૮" | " ૧૮,૪,૯૧. |
| ૧૪૩ | ૧૫૩ | ૧૫૪ | ૨૦૧ | ૩૫ | " ૨૧,૪,૯૧. |
| ૧૪૪ | ૧૫૪ | ૧૫૫ | ૨૦૩ | ૩૫",૧૩૫ | " ચૈ.વ.૩,ર. |
| ૧૪૫ | ૧૫૫ | ૧૫૬ | ૨૦૪ | ૩૫,૪૪૮ | " ચૈ.વ.૭,ગુ. |
| ૧૪૬ | ૧૫૬ | ૧૫૭ | ૨૦૫ | ૩૬" | " ૭,૫,૧૮૯૧. |
| ૧૪૮ | ૧૫૮ | ૧૫૯ | ૨૦૮ | ૩૬,૪૪૮ | " વૈ.વ.૩. |
| ૧૫૧ | ૧૬૧ | ૧૬૨ | ૨૧૧ | ૧૩૫ | " જે.શુ.૭,શ. |
| ૧૫૩ | ૧૬૩ | ૧૬૪ | ૨૧૬-૧ | ૩૬",૧૩૬ | " અ.શુ.૮,ભો. |
| ૧૫૫ | ૧૬૫ | ૧૬૬ | ૨૧૮ | ૩૬ | મું૦ અ.વ.૧૪. |
| ૧૫૬ | ૧૬૬ | ૧૬૭ | ૨૨૦ | ૩૬" | શ્રા.શુ.૧,બુ. |
| ૧૫૭ | ૧૬૭ | ૧૬૮ | ૨૨૧ | ૧૪૧ | શ્રા શુ ૯,ગુ. |
| ૧૫૮ | ૧૬૮ | ૧૬૯ | ૨૨૯ | ૩૬ | ભાદરવો. |
| ૧૬૫ | ૧૭૫ | ૧૭૬ | ૨૦૨ | ૪૩૮ | વ૦ ભા.વ.૫,બુ. |
| ૧૬૬ | ૧૭૬ | ૧૭૭ | ૨૩૩ | ૩૬",૧૪૨ | " ભા.વ.૫,બુ. |
| ૧૬૯ | ૧૭૯ | ૧૮૦ | ૨૩૭ | ૩૭ | " ભા.વ.૧૧,સો. |
| ૧૭૧ | ૧૮૧ | ૧૮૨ | ૨૩૯ | ૩૭",૧૪૨" | " ભા.વ.૧૪,ગુ. |
| ૧૭૪ | ૧૮૪ | ૧૮૫ | ૨૪૧-૧ | ૩૭,૧૪૨,૪૪૯ | " આ.વ ૭,ગુ૦ |
| ૧૭૬ | ૧૮૬ | ૧૮૭ | ૨૪૭ | ૩૭,૪૪૯ | વ૦ આ.વ.૧૨. |
| ૧૭૭ | ૧૮૭ | ૧૮૮ | ૨૧૯-૨ | ૩૭ | સ.નિ. |
| | | | | | સં૦ ૧૯૪૮ |
| ૧૮૦ | ૧૯૦ | ૧૯૧ | ૨૫૬ | ૩૭ | કા શુ.૮,સો. |
| ૧૮૧ | ૧૯૧ | ૧૯૨ | ૩૦૪ | ૧૪૩" | સ.નિ. |
| ૧૮૩ | ૧૯૩ | ૧૯૪ | ૨૫૮ | ૩૭" | મા શુ.૨,ગુ. |
| | ૧૯૪ | ૧૯૫ | ૨૫૯ | ૩૭,૪૪૯ | મા શુ.૧૪,ભો. |

| આવૃત્તિ ૧ | આવૃત્તિ ૨ | આવૃત્તિ ૩ | આવૃત્તિ ૪ | આવૃત્તિ ૫ | સ્થલ-વર્ષ. |
|---|---|---|---|---|---|
| | | | | | સં૦ ૧૯૪૮ |
| ૧૮૫ | ૧૯૫ | ૧૯૬ | ૨૬૦ | ૪૩૨ | મું૦ મા વ. ,, |
| ૧૮૬ | ૧૯૬ | ૧૯૭ | ૨૬૩ | ૨૮″ | ,, પો.શુ ૭,ગુ. |
| ૧૮૭ | ૧૯૭ | ૧૯૮ | ૨૬૪ | ૪૫૮ | મું૦ પોશુ ૧૧. |
| ૧૮૯ | ૧૯૯ | ૨૦૦ | ૨૬૬ | ૪૩૨ | પો વ ૯,ર. |
| ૧૯૦ | ૨૦૦ | ૨૦૧ | ૨૬૭-૨ | ૩૮ | મું૦ પો વ ૧૩,ગુ |
| ૧૯૧ | ૨૦૧ | ૨૦૨ | ૨૬૮ | ૩૮,૧૪૪ | ,, ૩,૨,૯૨. |
| ૧૯૩ | ૨૦૩ | ૨૦૪ | ૨૭૦ ૧ | ૧૪૪ | ,, મ વ ૨. |
| ૧૯૪ | ૨૦૪ | ૨૦૫ | ૨૭૧ | ૩૮ | ,, મ વ ૪,બુ |
| ૧૯૬ | ૨૦૬ | ૨૦૭ | ૨૭૩ | ૩૮″૧૪૪,૪૫૦ | ,, મ વ ૧૦,ભો. |
| ૨૦૦ | ૨૧૦ | ૨૧૧ | ૨૮૦ ૧ | ૧૪૫ | ,, ૨,૩,૯૨ |
| ૨૦૪ | ૨૧૪ | ૨૧૫ | ૨૮૯ ૨ | ૩૮ | ,, ફા વ ૧૧,ગુ. |
| ૨૦૬ | ૨૧૬ | ૨૧૭ | ૨૯૦ | ૧૪૫,૪૫૦ | ,, ફા વ ,,સો |
| ૨૦૭ | ૨૧૭ | ૨૧૮ | ૨૯૧ | ૩૯ | ,, મા ૩૦,૮૨. |
| ૨૦૮ | ૨૧૮ | ૨૧૯ | ૨૯૧ | ૩૯ | ,, ચૈ શુ ૫,શ. |
| ૨૧૩ | ૨૨૩ | ૨૨૪ | ૨૯૩ ૨ | ૩૯,૪૫૦ | ,, ચૈશુ ૧૩,ર. |
| ૨૧૪ | ૨૨૪ | ૨૨૫ | ૨૯૩ ૩ | ૩૯ | ,, ચૈ વ ૧,બુ. |
| ૨૧૬ | ૨૨૬ | ૨૨૭ | ૨૯૬ | ૩૯,૪૫૦ | ,, ૧૭,૪,૯૨. |
| ૨૧૭ | ૨૨૭ | ૨૨૮ | ૨'૭ | ૩૯ | ચૈ વ ૧૨,ર. |
| ૨૧૯ | ૨૨૯ | ૨૩૦ | ૨૯૮ ૨ | ૩૯″ | વૈ શુ ૪,શ. |
| ૨૨૦ | ૨૩૦ | ૨૩૧ | ૨૯૯ | ૪૦,૪૫૦ | મુ૦ વૈ.શુ ૫,ર. |
| ૨૨૧ | ૨૩૧ | ૨૩૨ | ૨૯૬ | ૧૪૫ | ,, ૧૩,૯૨,રવિ. |
| ૨૨૨ | ૨૩૨ | ૨૩૩ | ૩૦૧ | ૧૪૬,૪૫૧ | ,, વૈ વ ૬,ભો. |
| ૨૨૩ | ૨૩૩ | ૨૩૪ | ૩૦૨ | ૧૪૬,૪૫૧ | ,, વૈ વ ૧૩,ભો. |
| ૨૨૪ | ૨૩૪ | ૨૩૫ | ૩૦૩ ૧ | ૪૦,૪૫૧ | ,, વૈ વ ૧૪,બુ. |
| ૨૨૬ | ૨૩૬ | ૨૩૭ | ૨૬૫,૭૧૩ ૩ | ૪૩૨ | મુ૦ જે વ ૭,શુ૦ |
| ૨૨૭ | ૨૩૭ | ૨૩૮ | ૩૦૯ | ૪૦,૪૫૨ | જે વ ,, શુ૦ |
| ૨૨૮ | ૨૩૮ | ૨૩૯ | ૩૧૨ | ૧૪૭, | સં૦ અ.શુ ૯. |
| ૨૨૯ | ૨૩૯ | ૨૪૦ | ૩૧૪ | ૪૦ | અ વ. ,, |
| ૨૩૦ | ૨૪૦ | ૨૪૧ | ૩૧૬ | ૪૦ | મું૦ આ શુ ૪,બુ. |
| ૨૩૧ | ૨૪૧ | ૨૪૨ | ૩૧૮ ૨ | ૪૦,૪૫૨ | મુ૦ આ.શુ ૧૦,‴ |
| ૨૩૨ | ૨૪૨ | ૨૪૩ | ૩૧૮-૧ | ૪૧″૪૫૨ | |
| ૨૩૩ | ૨૪૩ | ૨૪૪ | ૩૨૦ | ૪૨૫ | |

| આવૃત્તિ ૧ બાળબોધ આંક | આવૃત્તિ ૨ ગુજરાતી આંક | આવૃત્તિ ૩ ગુજરાતી આંક | આવૃત્તિ ૪ બાળબોધ આંક | પ્રસ્તુત આવૃત્તિ ૫ પૃષ્ઠ | સ્થલ-વર્ષ. |
|---|---|---|---|---|---|
| | | | | | સં૦ ૧૯૪૮ |
| ૨૩૪ | ૨૪૪ | ૨૪૫ | ૩૨૩ | ૧૪૮,૪૫૨ | મું૦ આ વ ૧૧. |
| ૨૩૫ | ૨૪૫ | ૨૪૬ | ૩૨૪ | ૧૫૨" | આ વ ૧૪,૨ |
| ૨૩૬ | ૨૪૬ | ૨૪૭ | ૩૨૮ | ૪૩૯" | ભા.શુ ૭,મો |
| ૨૩૯ | ૨૪૯ | ૨૫૦ | ૩૧૮ ૨ | ૪૧ | મું૦ ૩,૮,૯૨ |
| ૨૪૦ | ૨૫૦ | ૨૫૧ | ૨૭૯ | ૪૦,૪૫૨ | " સપ્ટે ૧,૯૨. |
| ૨૪૧ | ૨૫૧ | ૨૫૨ | ૩૩૪ | ૪૧" | મું૦ ભા વ ૮ |
| ૨૪૨ | ૨૫૨ | ૨૫૩ | ૩૩૬ | ૪૧"૧૫૨ | આ શુ ૭,મો |
| ૨૪૩ | ૨૫૩ | ૨૫૪ | ૩૦૭-૧ | ૧૫૩ | મું૦ આ.શુ ૧૦ |
| ૨૪૪ | ૨૫૪ | ૨૫૫ | ૩૩૯ | ૪૧,૪૩૮",૪૫૨ | મું૦ આ વ ૮ |
| ૨૪૫ | ૨૫૫ | ૨૫૬ | ૩૦૬ | ૪૧,૪૩૯,૪૫૩ | સ નિ. |
| ૨૪૬ | ૨૫૬ | ૨૫૭ | ૩૧૫ | ૪૨,૪૧૭ | " |
| ૨૪૭ | ૨૫૭ | ૨૫૮ | ૨૭' | ૧૫૫ | " |
| ૨૪૮ | ૨૫૮ | ૨૫૯ | ૩૦૫,૨૭૮ | ૪૨,૧૫૫,૪૫૩ | " |
| ૨૪૯ | ૨૫૯ | ૨૬૦ | ૩૨૫ | ૧૫૯" | " |
| ૨૫૦ | ૨૬૦ | ૨૬૧ | ૨૫૫ | ૧૫૯ | " |
| ૨૫૧ | ૨૬૧ | ૨૬૨ | ૩૨૧ | ૪૨૮ | " |
| ૨૫૨ | ૨૬૨ | ૨૬૩ | ૩૨૨ | ૪૧૬ | " |
| ૨૫૩ | ૨૬૩ | ૨૬૪ | ૩૪૨ ૧ | ૧૬૦ | " |
| ૨૫૪ | ૨૬૪ | ૨૬૫ | ૨૭૦ ૨ | ૪૨" | " |
| ૨૫૬ | ૨૬૬ | ૨૬૭ | ૩૧૩ | ૭૫",૧૬૨,૪૫૪ | સ નિ |
| | | | | | સં૦ ૧૯૪૯ |
| ૨૫૭ | ૨૬૭ | ૨૬૮ | ૩૪૯ | ૪૩ | મું૦ કા વ ૯ |
| ૨૫૯ | ૨૬૯ | ૨૭૦ | ૨૬૪ ૧ | ૪૩,૪૫૪ | " પો શુ ૧૧ |
| ૨૬૧ | ૨૭૧ | ૨૭૨ | ૩૫૩ | ૧૬૩ | " મ વ ... શુ |
| ૨૬૨ | ૨૭૨ | ૨૭૩ | ૩૫૫ | ૧૬૫ | મું૦ ફેબ્રુ ૨૩,૯૩. |
| ૨૬૩ | ૨૭૩ | ૨૭૪ | ૩૫૭-૧ | ૧૬૬ | ફા શુ ૧૪ |
| ૨૬૪ | ૨૭૪ | ૨૭૫ | ૩૫૮ ૩ | ૧૬૬ | ચૈ.શુ ૧. |
| ૨૬૬ | ૨૭૬ | ૨૭૭ | ૩૬૦ ૧ | ૪૩ | મું૦ ચૈ શુ ૯ |
| ૨૬૭ | ૨૭૭ | ૨૭૮ | ૩૬૮ | ૪૩",૧૬૮ | " મા ૨૬,૯૩ |
| ૨૬૯ | ૨૭૯ | ૨૮૦ | ૩૬૨ | ૧૭૧ | " ચૈ વ ૯,૨ |

| આવૃત્તિ ૧ | આવૃત્તિ ૨ | આવૃત્તિ ૩ | આવૃત્તિ ૪ | આવૃત્તિ ૫ | સ્થલ-વર્ષ. |
|---|---|---|---|---|---|
| | | | | | સં૦ ૧૯૪૯ |
| ૨૭૦ | ૨૮૦ | ૨૮૧ | ૪'૮ | ૪૩" | " ચૈ વ ૧૪,બુ |
| ૨૭૧ | ૨૮૧ | ૨૮૨ | ૩૬૩ | ૧૭૧,૪૫૪ | " ચૈ વ ,, |
| ૨૭૨ | ૨૮૨ | ૨૮૩ | ૩૬૭ | ૧૭૧ | " વૈ વ ૮,સો |
| ૨૭૩ | ૨૮૩ | ૨૮૪ | ૩૬૫ | ૧૭૨ | " વૈ વ ,,સો |
| ૨૭૪ | ૨૮૪ | ૨૮૫ | ૩૬૦ ૨ | ૪૪" | " મે ૨૬,'૩ |
| ૨૭૫ | ૨૮૫ | ૨૮૬ | ૩૬૯ | ૧૭૨ ૪૫૪ | " જે.શુ ૧૫,બો. |
| ૨૭૬ | ૨૮૬ | ૨૮૭ | ૩૭૦ | ૧૭૩" | " પ્ર અ વ ૩,ર |
| ૨૭૭ | ૨૮૭ | ૨૮૮ | ૩૭૧ | ૪૪ | " પ્ર.અ વ.૪,સો. |
| ૨૭૮ | ૨૮૮ | ૨'૦ | ૩૭૫ | ૧૭૪ | " બી અ.વ.૬ |
| ૨૮૦ | ૨૮૦ | ૨૮૧ | ૩૭૬ | ૧૭૫ | " બી.અ વ ૧૦. |
| ૨૮૨ | ૨૮૨ | ૨'૩ | ૩૭૮ ૧ | ૧૭૭ | " આ.શુ ૫. |
| ૨૮૩ | ૨'૩ | ૨'૪ | ૩૮૦ | ૧૭૭" | સં૦ કા.વ.૫ |
| ૨૮૪ | ૨'૪ | ૨'૫ | ૩૮૩ | ૧૭૭ | ભા[illegible]નો |
| ૨૮૫ | ૨૯૫ | ૨'૬ | ૫૪૧ | ૧૭૮ | ભા.શુ.૯. |
| ૨૮૬ | ૨૯૬ | ૨'૭ | ૩૮૨ | ૧૭૮ | ભા.શુ ૧૨. |
| ૨૮૮ | ૨'૮ | ૨'' | ૩૮૭ ૨ | ૧૭ | સં૦ આ.શુ ',બુ. |
| ૨૮' | ૨૮૮ | ૩૦૦ | ૩૪૦ ૨ | ૧૮૧,૪૫૫ | સતિ |
| ૨૮૦ | ૩૦૦ | ૩૦૨ | ૪૦૦ ૨ | ૧૮૧ | " |
| ૨૮૨ | ૩૦૨ | ૩૦૪ | ૪૦૪ | ૧૮૨,૪૫૫ | " |
| ૨'૩ | ૩૦૩ | ૩૦૫ | ૩૨૬ | ૪૩૬" | " |
| ૨'૪ | ૩૦૪ | ૩૦૬ | ૪૦૫ | ૧૮૨ | . |
| ૨૯૫ | ૩૦૫ | ૩૦૭ | ૩૫૮ ૧ | ૪૩૮ | - |
| ૨૯૭ | ૩૦૭ | ૩૦૯ | ૩૮૫ | ૪૫" | સં૦ [illegible] |
| | | | | | [illegible] |
| ૨૯૯ | ૩૦' | ૩૧૧ | ૩૯૩ | [illegible] | " [illegible] |
| ૩૦૦ | ૩૧૦ | ૩૧૨ | ૩૯૮ | [illegible] | [illegible] |
| ૩૦૨ | ૩૧૨ | ૩૧૪ | ૩૯૬ | [illegible] | [illegible] |
| ૩૦૪ | ૩૧૫ | ૩૧૭ | ૩૯૯ | [illegible] | [illegible] |
| ૩૦૬ | ૩૧૭ | ૩૧૮ | ૪૦૧ | [illegible],૪૫૫ | [illegible] |
| ૩૦૭ | ૩૧૮ | ૩૨૦ | [illegible] | [illegible] | |
| ૩૦૮ | ૩૧૯ | ૩૨૧ | ૪૧૧ | [illegible] | |
| ૩૦૯ | ૩૨૦ | ૩૨૨ | [illegible] | [illegible] | |

| આવૃત્તિ ૧ બાળબોધ અંક | આવૃત્તિ ૨ ગુજરાતી અંક | આવૃત્તિ ૩ ગુજરાતી અંક | આવૃત્તિ ૪ બાળબોધ અંક | પ્રસ્તુત આવૃત્તિ ૫ પૃષ્ઠ | સ્થલ-વર્ષ. |
|---|---|---|---|---|---|
| | | | | | સં૰ ૧૯૫૦ |
| ૩૧૦ | ૩૨૧ | ૩૨૩ | ૪૧૩ | ૧૮૬,૪૫૬ | મું૰ વૈ.શુ.૯,ર. |
| ૩૧૧ | ૩૨૨ | ૩૨૪ | ૪૧૪ | ૧૮૭ | " વૈ.વ.૭. |
| ૩૧૨ | ૩૨૩ | ૩૨૫ | ૪૨૦-૧ | ૪૫",૧૯૧ | " અ.શુ.૫,ર. |
| ૩૧૩ | ૩૨૪ | ૩૨૬ | ૪૨૧ | ૧૯૪ | " અ.શુ.૫,ર. |
| ૩૧૪ | ૩૨૫ | ૩૨૭ | ૪૨૨-૧ | ૧૯૫ | " અ.શુ.૫,ર. |
| ૩૧૫ | ૩૨૬ | ૩૨૮ | ૪૨૩ | ૪૬,૧૯૭,૪૫૬ | " અ.શુ.૧૫,ભો. |
| ૩૧૬ | ૩૨૭ | ૩૨૯ | ૪૨૪ | ૧૯૯ | " શ્રા.શુ.૧૧,ર. |
| ૩૧૮ | ૩૨૯ | ૩૩૧ | ૪૨૬ | ૪૬ | " શ્રા.શુ.૧૪,બુ. |
| ૩૧૯ | ૩૩૦ | ૩૩૨ | ૪૨૭ | ૧૯૯ | " શ્રા.વ.૧. |
| ૩૨૦ | ૩૩૧ | ૩૩૩ | ૪૩૦ | ૪૬" | " શ્રા.વ.૯. |
| ૩૨૨ | ૩૩૩ | ૩૩૫ | ૪૦૮ | ૪૬",૫૦",૪૫૭ | સ.નિ. |
| ૩૨૩ | ૩૩૪ | ૩૩૬ | ૪૧૬ | ૨૦૦,૪૫૭ | " |
| ૩૨૫ | ૩૩૬ | ૩૩૮ | ૩૧૦ ૧ | ૪૬,૪૫૮ | " |
| ૩૨૬ | ૩૩૭ | ૩૩૯ | ૩૧૦-૨ | ૪૬,૪૫૮ | " |
| ૩૨૭ | ૩૩૮ | ૩૪૦ | ૩૧૦-૩ | ૪૭ | " |
| ૩૨૮ | ૩૩૯ | ૩૪૧ | ૪૬૮ | ૨૦૧ | " |
| ૩૨૯ | ૩૪૦ | ૩૪૨ | ૪૩૩ | ૨૦૨ | મું૰ ભા.શુ ૩. |
| ૩૩૦ | ૩૪૧ | ૩૪૩ | ૪૩૫ | ૨૦૩,૪૫૮ | ભા.શુ ૪,સો. |
| ૩૩૧ | ૩૪૨ | ૩૪૪ | ૪૪૩ | ૨૦૪ | ભા.શુ.૧૦,ર. |
| ૩૩૨ | ૩૪૩ | ૩૪૫ | ૪૪૪ | ૨૦૬ | મું૰ ભા.વ ૫,ગુ. |
| ૩૩૩ | ૩૪૪ | ૩૪૬ | ૪૪૫ | ૨૦૭ | " આ.શુ.૧૧,બુ. |
| ૩૩૫ | ૩૪૬ | ૩૪૮ | ૫૩૭ | ૨૦૭,૪૫૯ | સ નિ. |
| ૩૩૬ | ૩૪૭ | ૩૪૯ | ૪૪૭ | ૨૦૯,૪૪૦ | મું૰ આ.વ.૬,શ. |
| | | | | | સં૰ ૧૯૫૨ |
| ૩૩૭ | ૩૪૮ | ૩૫૦ | ૪૪૯ | ૨૨૬,૪૪૦,"૪૫૯ | " કા.શુ ૩,બુ. |
| ૩૩૮ | ૩૪૯ | ૩૫૧ | ૪૫૨ | ૨૨૬,૪૪૦" | " કા શુ ૭,ર. |
| ૩૩૯ | ૩૫૦ | ૩૫૨ | ૪૫૧ | ૨૨૮ | મું૰ કા.શુ.૧૪,શ. |
| ૩૪૦ | ૩૫૧ | ૩૫૩ | ૪૫૫ ૧ | ૨૨૮ | કા.શુ.૧૪,સો. |
| ૩૪૧ | ૩૫૨ | ૩૫૪ | ૩૫૮-૨ | ૨૨૯ | મા.વ.૩,શુ૰ |
| ૩૪૩ | ૩૫૪ | ૩૫૬ | ૪૬૫ | ૪૭" | મું૰ મા.વ.૮,બુ. |

| આવૃત્તિ ૧ | આવૃત્તિ ૨ | આવૃત્તિ ૩ | આવૃત્તિ ૪ | આવૃત્તિ ૫ | સ્થલ-વર્ષ. |
|---|---|---|---|---|---|
| | | | | | સં૦ ૧૯૫૯ |
| ૩૪૪ | ૩૫૫ | ૩૫૭ | ૪૭૫ | ૨૩૨ | સં૦ મ શુ ૨,૨ |
| ૩૪૫ | ૩૫૬ | ૩૫૮ | ૪૭૬ | ૪૭ | " મ શુ ૩,સો |
| ૩૪૬ | ૩૫૭ | ૩૫૯ | ૪૭૮ | ૪૭ | " મ શુ ૮,૨ |
| ૩૪૮ | ૩૫૯ | ૩૬૧ | ૫૦૩ | ૪૭",૫૦,૨૩૩,૪૬૦ | " ફા વ ૩,૨ |
| ૩૪૯ | ૩૬૦ | ૩૬૨ | ૪૮૨ | ૨૨૨,૨૨૯" | " ફા વ,૫,શ |
| ૩૫૦ | ૩૬૧ | ૩૬૩ | ૪૮૪ | ૨૩૪ | " ફા વ ૭,૨. |
| ૩૫૧ | ૩૬૨ | ૩૬૪ | ૪૭૦ | ૪૭ | " ફા વ ૧૨ શુ૦ |
| ૩૫૨ | ૩૬૩ | ૩૬૫ | ૪૮૫ | ૪૮ | " ફા વ,૧૨,શુ૦ |
| ૩૫૫ | ૩૬૬ | ૩૬૮ | ૪૯૧ | ૪૮" | " ચૈ વ ૮,શુ૦ |
| ૩૫૬ | ૩૬૭ | ૩૬૯ | ૫૦૬ | ૪૮ | " વૈ શુ.૧૫,બુ |
| ૩૫૭ | ૩૬૮ | ૩૭૦ | ૫૦૫ | ૨૩૫ ૪૪૦,૪૬૦ | " વૈ શુ ૧૫,બુ. |
| ૩૫૮ | ૩૬૯ | ૩૭૧ | ૪૮૩ | ૨૩૫ | " વૈ વ ૩,શ. |
| ૩૫૯ | ૩૭૦ | ૩૭૨ | ૪૦૬,૫૦૭ | ૩૩૭,૪૪૦" | " વૈ વ ૭,શ |
| ૩૬૧ | ૩૭૨ | ૩૭૪ | ૫૧૧ | ૪૮ | " વૈ વ ૧૪,ગુ |
| ૩૬૨ | ૩૭૩ | ૩૭૫ | ૫૧૬ | ૪૮ | " જ્યે,૧૦,૮૫ |
| ૩૬૪ | ૩૭૫ | ૩૭૭ | ૫૧૭ | ૪૮,૪૪૦,૪૬૦ | " જે વ ૫,બુ |
| ૩૬૭ | ૩૭૮ | ૩૮૦ | ૬૧૮ | ૨૩૬ | " અ શુ ૧,૨ |
| ૩૬૮ | ૩૭૯ | ૩૮૧ | ૫૧૫ | ૨૩૬ | " અ.શુ ,૧,૨ |
| ૩૬૯ | ૩૮૦ | ૩૮૨ | ૫૨૩ | ૨૩૭ | " અ શુ ૧૧,બુ. |
| ૩૭૦ | ૩૮૧ | ૩૮૩ | ૫૨૫ | ૪૮,૪૪૦ | " અ વ ૨,૨ |
| ૩૭૧ | ૩૮૨ | ૩૮૪ | ૫૨૬ | ૨૩૮ | " અ વ ૭,૨ |
| ૩૭૩ | ૩૮૪ | ૩૮૬ | ૫૩૧ ૨ | ૨૩૮,૪૬૧ | " અ વ ,,સો. |
| ૩૭૪ | ૩૮૫ | ૩૮૭ | ૫૩૨ | ૨૪૦ | મુ૦ અ વ ,,સો |
| ૩૭૫ | ૩૮૬ | ૩૮૮ | ૫૩૪ | ૫૦ | વ૦ શ્રા શુ ૧૨,શુ૦ |
| ૩૭૬ | ૩૮૭ | ૩૮૯ | ૫૩૮ | ૨૪૦ | " શ્રા વ ૧૪. |
| ૩૭૭ | ૩૮૮ | ૩૯૦ | ૫૪૦ | ૨૪૧ | વ૦ શ્રા વ ૧૪,સો. |
| ૩૭૮ | ૩૮૯ | ૩૯૧ | ૫૪૮ | ૨૪૧ | મુ૦ આ શુ ૧૧ |
| ૩૮૦ | ૩૯૧ | ૩૯૩ | ૫૫૦ | ૫૦ | " આ.શુ ૧૩,ભો. |
| ૩૮૧ | ૩૯૨ | ૩૯૪ | ૫૫૧ | ૫૧ | " આ શુ.૧૩ |
| ૩૮૨ | ૩૯૩ | ૩૯૫ | ૫૫૨ | ૨૪૧ | મુ૦ આ વ ૩,૨. |
| ૩૮૪ | ૩૯૫ | ૩૯૭ | ૪૮૧ | ૨૪૨,૪૪૦ | સનિ |
| ૩૮૫ | ૩૯૬ | ૩૯૮ | ૪૧૮ | ૨૪૩ | " |

